بسم الله الرحمن الرحيم

# રૂહાની ઈલાજ




-: સંપાદક :-

ખલીફએ શૈખુલ ઈસ્લામ

હાજી ઈબ્રાહીમ ભાઈ વડીયાવાલા



Mohsin-e-Azam Mission

કિતાબ : **રૂહાની ઈલાજ**

**સંપાદક, પ્રુફ રીડીંગ વ ઝેરે નિગરાં : ખલીફએ શૈખુલ ઈસ્લામ**

હાજી ઈબ્રાહીમ ભાઈ વડીયાવાલા (અહમદાબાદ)

**ટાઈપ-સેટીંગ : જનાબ તૌફીક અહમદ અશરફી (બળૌદા)**

**M : 9033168086, 7383761217**

**તા'દાદ : 3000**

**કીમત : દુઆએ ખૈર**

**સિને ઈશાઅત : જૂન- 2021**

**નાશિર : મોહસિને આઝમ મિશન (સેન્ટ્રલ કમિટી)**

2 / B કીર્તિકુંજ સોસાયટી શાહે આલમ ટોલનાકા

અહમદાબાદ-380028

**-: મિલને કા પતા :-**

**મકતબએ શૈખુલ ઈસ્લામ, અલિફ કિરાના કે સામને,**

**રસૂલાબાદ, શાહે આલમ અહમદાબાદ-380028**

**ઔર મોહસિને આઝમ મિશન કી તમામ બ્રાન્ચે**

**કોન્ટેકટ : 9624221212**

# મિશન કા મક્સદ કૌમ કી ખિદમત

## એક નજર મિશન તરફ

**મિશનનો પરીચય મિશન શું છે ? અને કઈ કઈ પ્રવૃતી કરે છે.**

(1) **મિશન ગુજરાતમાં અલગ અલગ શહેરોમાં દીની તાલીમ માટે મદ્રસા ચલાવે છે :** જેમા હજારોની સંખ્યામાં બાળકો બુન્યાદી દીની તાલીમ મેળવે છે. છોકરીયો માટેના અલગ મદ્રસા પણ છે, મોટે ભાગે મિશનની પોતાની માલીકીની ઈમારત છે અને સુન્નિયતની ખિદમતને અંજામ આપવામાં આવે છે જેથી કરીને આવનાર પેઢીના ઈમાન અને અકીદાની હિફાઝત થઈ રહે અને દીનો સુન્નિય્યતની ખિદમત થાય.

(2) **શિક્ષન :** મિશનની તરફથી ભરૂચ, ટંકારિયા, ડભોઈ વિગૈરે શહેરોમાં સ્કૂલ ચાલે છે. જેમાં શરૂઆતથી ઉચ્ચતર શિક્ષનની વ્યવસ્થા છે. ઉપરાંત જ્યાં મિશનની પોતાની સ્કૂલ નથી ત્યાં પણ કૌમના બાળકોને નોટબુક, ચોપડા, પેન્સીલ, યૂનીફોર્મ વિગૈરે મફત (ફ્રી)માં આપવામાં આવે છે બહુજ જલ્દી બોરસદમાં એક મોટા સ્કૂલના પ્રોજેક્ટનું આયોજન છે.

(3) **પ્રકાશન :** મિશન તરફથી 2011 થી 2020 સુધી માહનામા અલ અશરફ પ્રકાશિત થયું જાન્યુઆરી 2021 થી શાહે મદીના માસીક પ્રકાશિત થઈ રહ્યું છે, મિશન તરફથી ગુજરાતી તથા હિન્દી કેલેન્ડર છેલ્લા દસ વર્ષથી પ્રકાશિત થાય છે અને બુક સેલર્સ વિગૈરેને હોલસેલમાં ડિસ્કાઉન્ટ રેટથી આપવામાં આવે છે. મિશન તરફથી નાતીયા કલામ, કુરઆન તર્જમા તથા તફસીર, તફસીરે અશરફી, હદીસોની કિતાબો, પંજસૂરહ દીની ઇલ્મની કિતાબો, દુરૂદ શરીફની કિતાબો વિગૈરે આજ સુધીમાં લગભગ બે લાખ (200000) કરતા વધારે કિતાબો છાપી અને ફ્રીમાં વહેચવામાં આવી ત્યાં સુધી કે પોસ્ટ કે કુરિયરનો ખર્ચ પણ મિશન તરફથી અપાયો. આ દીનો સુન્નિયતના કામમાં કૌમના સખી દાતાઓનો સહકાર રહ્યો બહુજ જલ્દી મિશન તરફથી મૌલાના રૂમ رَحْمَةُ اللهِ تَعَالٰی عَلَیْه ની કિતાબ હિકાયાતે રૂમી પ્રકાશિત થઈ રહી છે અને તે કિતાબ પણ ચાહકોને મફત (ફ્રી)માં આપવામાં આવશે. اِنْ شَآءَ اللهُ عَزَّوَجَلَّ

(4) **મિશન તરફથી મસ્જીદ મદ્રસાનું બાંધકામ (તામીર) :** ગુજરાતમાં જયાં જયાં પણ મસ્જીદોની આવશ્યકતા હતી ત્યાં શક્ય એટલી મસ્જીદોનું બાંધકામ કરાયું અને આ કામ આજે પણ ચાલુ છે અને જયાં મિશન સિવાયના પણ સુન્ની ટ્રસ્ટો તામીરે મસ્જીદ ત્થા મદ્રસાઓ કરે છે ત્યાં પણ મિશન યથાશક્તી મદદ કરે છે ઉપરાંત જયાં સ્થાનીક લોકો ઈમામો ત્થા મુદર્રીસોના પગાર માટે યોગ્ય વ્યવસ્થા નથી કરી શકતા ત્યાં ઈમામોને શક્ય મદદ પણ કરે છે, મદ્રસા બનાવવા માટે પણ સ્થાનીકોને મદદ આપવામાં આવે છે.

(5) **મિશન તરફથી સમુહ લગ્ન :** દર વર્ષે મિશન તરફથી અલગ અલગ શહેરોમાં ઈજતિમાઈ શાદીનું આયોજન કરવામાં આવે છે અને યતીમ ત્થા યતીમ ન હોય પણ ગરીબ પરીવારની દીકરીઓના લગ્ન સારી રીતે કરાવવામાં આવે છે અત્યાર સુધીમાં કુલ 3428 દીકરીઓની શાદી કરાવવામાં આવી. આ કામ સમાજમાં સખી દાતાઓના સહકારથી કરવામાં આવે છે અને દુલ્હા-દુલ્હન તરફથી કોઈ ફી લેવામાં આવતી નથી.

(6) **ટીફીન સર્વીસ :** મિશન તરફથી હાલમાં મોડાસા, હિંમતનગર, પ્રાંતીજ, અમદાવાદમાં જુહાપુરા, સરખેજ, જમાલપુર. વીરમગામ, રાધનપુર, ડભોઈ, ટંકારીયા, સૂરત અને રાયપુર ત્થા બેલ્લારીમાં ટીફીન સર્વીસ ચાલુ છે અને રોજના સેંકડો લોકોને પોષ્ટીક અને ગરમ-ગરમ જમવાનું પુરૂ પાડવામાં આવે છે. લાખો લોકો આનો લાભ લઈ ચુક્યા છે અને લઈ રહ્યા છે.

બહાર ગામથી આવનાર દર્દીઓના સગાઓને જે હોસ્પીટલમાં દાખલ હોય ત્યાં જમવાનું પહોચે છે. ગરીબ લોકોને જમવાનું લેવા આવવાની જરૂર નથી પડતી પરંતુ તેમના ઘર સુધી ટીફીન પહોંચે છે. રમઝાન મહીનામાં જેલમાં મુસ્લીમ કૈદીઓને પણ સહેરી-ઇફતારી પહોંચતી થાય છે.

(7) **મિશન તરફથી મેડીકલ સહાય :** મિશન તરફથી ચેરીટી દવાખાના ચલાવવામાં આવે છે. જયાં સાવ મામૂલી ફીમાં દવા વિગૈરે આપવામાં આવે છે. ઉપરાંત કોરોનાના રોગચાળા વખતે મિશન તરફથી ઑક્સીજનના બાટલા ત્થા રીપોર્ટ વિગૈરેમાં મદદ કરવામાં આવી, મિશન તરફથી નિષ્ણાંત ડૉક્ટર્સ સલાહ સુચન માટે સેવામાં રહ્યાં.

(8) **કુરબાની :** મિશન તરફથી દર વર્ષે ઈજતિમાઈ કુરબાનીનું આયોજન કરવામાં આવે છે. જેમાં માત્ર સુન્ની સહીહુલ અકીદાનાજ સભ્યોના નામ લખવામાં આવે છે. રમઝાન પછી તુરંત જ કુરબાનીને યોગ્ય રીતે શરીઅતના દાયરામાં રહીને જાનવરની ખરીદી કરવામાં આવે છે તેમના ખોરાકની વ્યવસ્થા પર નજર રાખનારને જવાબદારી સોંપાય છે અને દીનના જાણકાર લોકોના હાથેજ કુરબાનીના જાનવર ઝબ્હ કરવામાં આવે છે અને સંજોગો વશાત આમાં કોઈ રકમ બચી જાય છે તો આ રકમ દીનો સુન્નિયતના ફરોગમાં અને કૌમના ઈમાનો અકાઈદાની હિફાઝત માટે મિશનની વિવિધ પ્રવૃતીમાં ખર્ચ કરવામાં આવે છે.

(9) **આફત મુસીબતમાં સહાયકારી :** દેશમાં જ્યારે જ્યારે કોઈ પૂર, વાવાઝોડા, બીમારી, ધરતી કમ્પ કે કૌમી તોફાન જેવી પરિસ્થીતી આવે છે ત્યારે મિશનના સભ્યો હમેશા રાહત પહોચાળ્વામાં આગળ રહે છે.

કોરોના વખતે સતત એક વર્ષથી મિશનની ટીમ કૌમની ખિદમતમાં રહી સૌરાષ્ટ્ર ત્થા દક્ષીણ ગુજરાતમાં મે 2021ના સાયક્લોન વખતે અનાજ, કપડા, પતરા, નળીયા વિગૈરે પહોચાળ્વામાં મિશને નોધ પાત્ર કામગીરી બજાવી જેને લોકલ ન્યૂજ પેપર ગુજરાત સમાચાર, સંદેશ, દિવ્ય ભાસ્કર, ગુજરાત ટૂડે, લોક સત્તા, જન સેવા વિગૈરે ત્થા ટીવી ચેનલો પર પણ પ્રસંશા કરવામાં આવી ત્યાં સુધી કે ગુજરાત સરકારના અધીકારીઓએ પણ આ કામગીરીની તારીફ કરી.

મિશન તરફથી એક ઈમરજન્સી રાહત ફંડ ભંડોળની તૈયારી કરવામાં આવી રહી છે. ભવિષ્યમાં કૌમો મિલ્લતના માટે ઉપયોગમાં લઈ શકાય.

(10) **બુકફેર :** મિશન તરફથી સમયાંતરે અમુક અમુક શહેરોમાં પુસ્તક મેળાનું આયોજન કરવામાં આવે છે. જેમાં દિવસો સુધી અગાઉ જાહેરાત કર્યા બાદ સુન્નિયતને લગતા પુસ્તકો જરૂરત મંદોને ત્થા શોખીન લોકોને ફ્રીમાં આપવામાં આવે છે આ કાર્યમાં મિશનની મોડાસા ત્થા મહેસાણાની નાગપુર બ્રાંચની કામગીરી અત્યંત સુંદર રહી.

(11) **યાદગાર દિવસો અને ન્યાઝ, ફાતેહા :** મિશન તરફથી દર વર્ષે યૌમે પૈદાઈશે શૈખુલ ઈસ્લામ મનાવવામાં આવે છે ઉપરાંત ઉર્સે આલા હઝરત ઈમામ અહમદ રઝા બહુજ શાનો શૌકતની સાથે મનાવવામાં આવે છે.

માહે રજબ શરીફમાં ગરીબ નવાઝ સરકારની બારગાહમાં ખિરાજે અકીદત ઉપરાંત તકરીરનો જલ્સો રાખવામાં આવે છે.

ઉર્સે મોહદ્દીસે આઝમ હિંદના મૌકા પર ગરીબ ગુર્બાને કપડાની જોડી અને મસ્જીદના ઈમામોને કપડા આપવામાં આવે છે.

મોહર્રમ શરીફમાં મિશનની સેન્ટ્રલ કમેટી તરફથી નિબંધ સ્પર્ધાનું આયોજન કરવામાં આવે છે અને ઈનામ વિતરણ કરવામાં આવે છે.

આ ઉપરાંત રબીઉલ અવ્વલ શરીફમાં 12 દિવસ અને રબીઉલ આખિર શરીફમાં 11 દિવસ તકરીર અને ન્યાઝ ફાતેહા કરવામાં આવે છે અને ઝિક્રની મહેફીલો સજાવવામાં આવે છે.

(12) મિશન તરફથી દર વર્ષે રમઝાન માસમાં તમામે તમામ બ્રાંચો તરફથી રાશન કીટ વિતરણ કરવામાં આવે છે. જેમા ઘઉ, ચાવલ, તેલ, દાળ, ચ્હા, ખાંડ વિગૈરે તમામ જીવન જરૂરી ચીઝોની રમઝાનમાં હજારો કીટ તક્સીમ થાય છે.

વિધવાઓને રોકડ સહાય આપવામાં આવે છે, ખત્ના કેમ્પનું આયોજન થાય છે, બ્લડ ડોનેશન કેમ્પ કરવામાં આવે છે. દર વર્ષે 26 જાન્યુઆરીએ વૃક્ષા રોપણ કરવામાં આવે છે અને કબ્રસ્તાન વિગૈરેમાં છોડ ઝાડ વાવવામાં આવે છે.

બેરોજગાર અશિક્ષીત તમામ વર્ગના યુવાનો માટે રોજગાર લક્ષી તાલીમનું આયોજન કરવાનું ચાલુ થઈ રહ્યું છે.

મિશન આ કાર્યો ગુજરાત ઉપરાંત છત્તીસગઢ, મહારાષ્ટ્ર, આંધ્રા, કર્ણાટક, તેલંગાણા, મધ્ય પ્રદેશ, યૂપી વિગૈરેમાં ચાલી રહ્યા છે. اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ બહુજ જલ્દી રાજસ્થાનમાં ગરીબ નવાઝ સરકારની નગરી અજમેર શરીફમાં પણ બ્રાંચ કાઈમ થઈ જશે.

અનકરીબ મોડાસા બ્રાંચના ઉપક્રમે શિક્ષીત બેરોજગારો માટે અસ્કરી એમ્પાવર મેન્ટ પ્રોગ્રામ એ બેનર હેઠળ કામ ચાલુ થઈ રહ્યુ છે અને ઓક્સીજન બેન્ક પણ ચાલી રહી છે.

## પ્રસ્તાવના

તમામ તા'રીફ, ખૂબીઓ એ અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝતના માટે જે તમામ આલમીનનો ખાલિક, માલિક, રાઝિક અને મા'બૂદ છે, જેના સિવાય કોઈ મઅબૂદ નથી, અને બે શુમાર દુરૂદ અને કરોડો કરોડ સલામ રબ્બે કાએનાતના રસૂલે મકબૂલ, મહેબૂબ, અને વજહે તખ્લીકે કાએનાત (તમામ આલમના વુજૂદનો સબબ) પર કે જેના માટે ખુદ ખુદાએ તઆલા ફરમાવે છે કે એ મહેબૂબ ! અગર હું તને પૈદા ન ફરમાવતો તો આ ઝમીન આ આસ્માન કશું જ પૈદા ન ફરમાવતો. કૌમે મુસ્લિમ આજે એવા દૌરમાં થી પસાર થઈ રહી છે, કે જાત-જાત ની પરેશાનીઓ અને બીમારી, આફત, બલા આઝમાઈશની તકલીફો ઉપાડી રહી છે, ગામડાઓમાં અને શહેરોમાં ઈલાજના બહાને ડોકટરો અને કહેવાતા બાપુઓની તાવીઝ અને દોરા (ધાગા) ની દુકાનો ખુલી ગઈ છે. તાવીઝ અને બન્દીશ આપવા વાળા બાપુ લોકો ની દુકાનો ખૂબ ચાલી રહી છે, આમાં સાચાઓ થોડા અને ધંધાદારી બાવાઓ ની બહુમતી છે, કૌમને ઝુઠા દાવે દારો થી બચાવવા અને તેમની રહેનુમાઈ (માર્ગ દર્શન) કરવા આ કિતાબ તૈયાર કરવામાં આવી છે. આને તૈયાર કરવા માટે હુઝૂર શૈખુલ ઈસ્લામની બારગાહની હાઝરી દરમિયાન લોકો આપની પાસે ઈલાજ માટે આવતા ત્યારે હઝરત લોકોને જે અમલ બતાવતા તેનો સહારો લીધો છે, ઉપરાંત અલગ અલગ કિતાબોમાંથી નકલ કરી છે, હઝરત એક નસીહત હમેશા એ કરતા કે બીમાર હો તો ડોકટરની દવા બંધ ન કરવી, બીજું એ કે દવા અથવા દુવા બન્ને કરવું પણ યકીન માત્ર અને માત્ર ખુદાએ તઆલા પર હોવું જોઈએ, અગર ખુદા શિફા દેવા ચાહે તો જ શિફા મળશે, ખુદાએ પાકના ચાહયા વગર કોઈ ડોકટર, યા દવા

યા બાપુ, યા કોઈ ઈલાજ કામ નહીં આવે, અને ફરાઇઝ, વાજીબાતની પાબંદી રાખવી અંતમાં એક વાત ખાસ એ કે આ કિતાબમાં બતાવેલ તમામ અમલ કુરઆન યા હદીસ યા બુઝુર્ગોના બતાવેલ અમલ છે, અજમાવેલ છે, અલ્લાહ પર યકીન રાખી ને અમલ કરશો તો યકીનન ફાયદો પહોંચશે અને અગર અલ્લાહની મરઝીથી કોઈ કેસમાં આપણી દુઆ મુજબ કામ નહીં થાય તો પણ કુરઆનની આયતો પઢવાનો અને કોશિશ કરવાનો સવાબ તો છેજ, જ્યારે નુકશાન કશું નથી, આપણે ઔલિયા અલ્લાહના મઝારાત પર હાઝરી આપીએ છીએ ત્યારે પણ ફાયદો તો અલ્લાહ પાકના ચાહવા થી જ મળે છે, મકસદ હાસિલ ન થાય છતા પણ હાઝરી આપવાનો સવાબ તો મળે જ છે, ઉમ્મીદ છે અલ્લાહ તઆલા કૌમ ને ધંધાદાર કહેવાતા બાપુઓ થી બચાવે, અને સાચા પીરો અને નેક લોકો ની સોહબત થી ફૈઝયાબ કરે, અને આ કિતાબ થી અને આના પર અમલ કરવાથી ફૈઝ પહોંચાડે... આમીન.

**સંપાદક**

**કિતાબમાં આપેલ કોઈ પણ અમલ કે વઝીફો પઢતા પહેલા, પહેલા અને છેવટમાં દુરૂદ શરીફ પઢવુ.**

---

**નઝરની કમઝોરી માટેનો અમલ**

પાંચો નમાઝોંના પછી અગ્યાર વખત યા નૂરો પઢીને બન્ને હાથોના પોરા પર દમ કરીને આંખોં પર ફૈરવી લેવુ. (જન્નતી ઝેવર)

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

**દુરૂદે પાક : અલ્લાહુમ્મ સલ્લિઅલા સૈયદના મુહમ્મદીન ખૈરિલ બરિયહ, સલાતન તુરદીક વ તુર્દીહી વ તરદા બિહા અન્ના યા અરહમર્રાહિમીન !**

(અય અલ્લાહ ! તૂં દુરૂદો સલામ ભેજ હમારે સરદાર ઔર તેરે મહેબૂબ મુહમ્મદ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَاٰلِہٖ وَسَلَّم પર જો તમામ કાયેનાત મેં સબ સે અફઝલો બેહતર હૈ, ઐસા દુરૂદ જિસ કી વજહ સે તૂં હમ સે રાઝી હો જાએ, ઔર તેરા મહેબૂબ હમ સે રાઝી હો જાએ, ઔર તૂં હમ કો ખુશ કર દે).

## ﴾1﴿ સૂરએ હશ્રની આયત અને ફઝીલત

هُوَ اللّٰهُ الَّذِیۡ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ عٰلِمُ الۡغَیۡبِ وَ الشَّهَادَةِ ۚ هُوَ الرَّحۡمٰنُ الرَّحِیۡمُ ﴿۲۲﴾ هُوَ اللّٰهُ الَّذِیۡ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلۡمَلِكُ الۡقُدُّوۡسُ السَّلٰمُ الۡمُؤۡمِنُ الۡمُهَیۡمِنُ الۡعَزِیۡزُ الۡجَبَّارُ الۡمُتَكَبِّرُ ؕ سُبۡحٰنَ اللّٰهِ عَمَّا یُشۡرِكُوۡنَ ﴿۲۳﴾ هُوَ اللّٰهُ الۡخَالِقُ الۡبَارِئُ الۡمُصَوِّرُ لَهُ الۡاَسۡمَآءُ الۡحُسۡنٰی ؕ یُسَبِّحُ لَهٗ مَا فِی السَّمٰوٰتِ وَ الۡاَرۡضِ ۚ وَ هُوَ الۡعَزِیۡزُ الۡحَكِیۡمُ ﴿۲۴﴾

**હુવલ્લાહુલ્લઝી લા ઇલા-હ ઇલ્લા હૂ. આલિમુલ ગય્બિ વશ્શહા-દતિ હુવર રહ્માનુર રહીમ. હુવલ્લાહુલ્લઝી લા ઇલા-હ ઇલ્લા હૂ. અલ મલિકુલ કુદ્દૂસુસ સલામુલ મુઅ્મિનુલ મુહય્મિનુલ અઝીઝુલ જબ્બારુલ મુ-તકબ્બિર, સુબ્હાનલ્લાહિ અમ્મા યુશરિકૂન. હુવલ્લાહુલ ખાલિકુલ બારિઉલ મુસવ્વિરુ લહુલ અસ્માઉલ હુસ્ના યુસબ્બિહુ લહૂ માફિસ્સમાવાતિ વલ અર્દિ વહુવલ અઝીઝુલ હકીમ.**

(પારહ 28, સૂરએ હશ્ર, આયત નં. 22 થી 24)

**ફઝીલત :** હઝરતે મઅકિલ ઈબ્ને યસાર رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ થી રિવાયત છે કે નબીએ કરીમ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَاٰلِہٖ وَسَلَّم એ ફરમાવ્યું : જે માણસ સવારે ત્રણ વાર **"અઊઝુ બિલ્લાહિસ્સમીઈલ અલીમિ મિનશ શય્તાનિર રજીમ"** પઢશે, પછી સૂરએ હશ્રની છેલ્લી ત્રણ આયતો એક વાર પઢશે તો અલ્લાહ તઆલા તેના પર સિત્તેર હજાર ફરિશ્તા નિયુક્ત ફરમાવી દે છે, જે સાંજ સુધી એના માટે ઈસ્તિગફાર કરતા રહે છે, અને જો તે એ દિવસે મૃત્યુ પામશે તો શહીદ મરશે. અને જો કોઈ આ પ્રમાણે સાંજે પઢી લેશે તો તેને પણ આજ દરજ્જો પ્રાપ્ત થશે. અર્થાત સિત્તેર હજાર ફરિશ્તા સવાર સુધી તેના માટે ઈસ્તિગફાર કરતા રહેશે અને જો તે આ રાતે મરણ પામશે તો શહીદ તરીકે મરણ પામશે. (મિશ્કાત શરીફ 188)

## ﴾2﴿ સૂરએ અન્આમ ની ફઝીલત

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَجَعَلَ الظُّلُمٰتِ وَالنُّوْرَ۬ ثُمَّ الَّذِیْنَ كَفَرُوْا بِرَبِّهِمْ یَعْدِلُوْنَ ① هُوَ الَّذِیْ خَلَقَكُمْ مِّنْ طِیْنٍ ثُمَّ قَضٰۤى اَجَلًاؕ وَ اَجَلٌ مُّسَمًّى عِنْدَهٗ ثُمَّ اَنْتُمْ تَمْتَرُوْنَ ② وَهُوَ اللّٰهُ فِی السَّمٰوٰتِ وَفِی الْاَرْضِؕ یَعْلَمُ سِرَّكُمْ وَجَهْرَكُمْ وَیَعْلَمُ مَا تَكْسِبُوْنَ ③

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ખ-લકસ સમાવાતિ વલ અર-દ વ જ-અલઝ ઝુલુમાતિ વન્નૂર, ષુમ્મલ્લઝી-ન ક-ફરૂ બિરબ્બિહિમ યઅ્દિલૂન. હુવલ્લઝી ખ-લ-કકુમ મિન તીનિન ષુમ-મ કદા અ-જલા, વ અ-જલુમ મુસમ્મન ઇન્દહૂ ષુમ-મ અન્તુમ તમ્તરૂન. વહુવલ્લાહુ ફિસ્સમાવાતિ વફિલ અર્દ, યઅ્લમુ સિર્રકુમ વ જહ્રકુમ વ યઅ્લમુ મા તકસિબૂન.**

(પારહ 7, સૂરએ અન્આમ, આયત નં. 1 થી 3)

**ફઝીલત :** આપ صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَاٰلِهٖ وَسَلَّم એ ફરમાવ્યું કે જે કોઈ ઉપરની ત્રણ આયતો સવારના સમયે પઢશે તો અલ્લાહ તઆલા સિત્તેર હજાર ફરિશ્તા તેની હિફાઝત માટે મુકર્રર કરી આપશે અને સાતમાં આસ્માનથી એક ફરિશ્તો પોતાની સાથે લોખંડનો હથોડો લઈને ઉતરશે. જ્યારે પણ શયતાન તેના દિલમાં કોઈ બુરાઈ પૈદા કરવા ઇચ્છશે તો તે હથોડાથી તેને મારશે, તેમજ પઢનાર અને શયતાન વચ્ચે સિત્તેર હઝાર પર્દા થઈ જશે. ઉપરાંત કિયામતના દિવસે આ પઢનારને કોઈ હિસાબ કે અઝાબ થશે નહીં. (રૂહુલ બયાન ભાગ-૩) વગર હિસાબ કિતાબે જન્નતમાં દાખલ થશે. (બહવાલા : તફસીરે અશરફી)

## ﴾3﴿ સૂરએ રૂમ ની ફઝીલત

**ફઝીલત :** હઝરતે ઈબ્ને અબ્બાસ رَضِیَ اللهُ تَعَالٰی عَنْهُمَا થી રિવાયત છે કે રસૂલે અકરમ صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَاٰلِهٖ وَسَلَّم એ ઈરશાદ ફરમાવ્યો : જે માણસ સવારે (સૂરએ રૂમ, પારહ ૨૧) ની નીચેની ત્રણ આયતો પઢી લેશે તો એ દિવસે જે (વિર્દ-વઝાઈફ વગૈરે) છૂટી જશે એનો સવાબ પામી લેશે અને જે માણસ  સાંજે આ આયતો પઢી લેશે તો એ રાત્રે જે (વિર્દ-વઝાઈફ) છૂટી જશે એનો સવાબ મેળવી લેશે. (અબૂ દાવૂદ)

તે આયત નીચે પ્રમાણ છે :

فَسُبْحٰنَ اللّٰهِ حِيْنَ تُمْسُوْنَ وَحِيْنَ تُصْبِحُوْنَ ﴿۱۷﴾ وَلَهُ الْحَمْدُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَعَشِيًّا وَّحِيْنَ تُظْهِرُوْنَ ﴿۱۸﴾ يُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَيُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ وَيُحْيِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ؕ وَكَذٰلِكَ تُخْرَجُوْنَ ﴿۱۹﴾

**ફસુબ્હાનલ્લાહિ હી-ન તુમસૂ-ન વહી-ન તુસ્બિહૂન, વ લહુલ હમ્દુ ફિસ્સમાવાતિ વલ અર્દિ વ અશિય્યંવ વહી-ન તુઝહિરૂન,**

**યુખરિજુલ હય્‌-ય મિનલ મય્યિતિ વયુખરિજુલ મય્યિ-ત મિનલ હય્યિ વયુહ્‌યિલ અર-દ વઅ્‌-દ મવ્‌તિહા વ કઝાલિ-ક તુખ્‌રજુન.**

(પારહ 21, સૂરએ રૂમ, આયત નં. 17 થી 19)

## ﴾4﴿ ઈમાન પર ખાત્મા માટે

رَبَّنَا لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً ۚ اِنَّكَ اَنْتَ الْوَهَّابُ ﴿٨﴾

**રબ્બના લા તુઝિગ્‌ કુલૂબ-ના બઅ્‌દ ઇઝ હદય્‌તના વહબ્‌ લના મિલ્લદુન્ક રહ્‌મહ્‌. ઇન્ન-ક અન્તલ વહ્‌હાબ.**

(પારહ 3, સૂરએ આલે ઈમરાન, આયત નં. 8)

**ફઝીલત :** જે માણસ દરેક નમાઝ પછી આ દુઆને પઢવાની આદત બનાવી લેશે તો اِنْ شَآءَ اللہ عَزَّوَجَلَّ તેનો ખાત્મો ઈમાન પર થશે. શરૂઆત અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢવું.

## ﴾5﴿ આસ્માની અને જમીની તમામ બલાઓથી હિફાજત માટેની દુઆ

بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اِسْمِهٖ شَيْئٌ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَآءِ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ۝

**બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મ-અ ઇસ્મિહી શય્‌ઉન ફિલ અર્દિ વલા ફિસ્સમાઈ વ-હુ-વસ્સમીઉલ અલીમ.**

**ફઝીલત :** રસૂલુલ્લાહ صَلَّی اللہُ تَعَالٰی عَلَیْہِ وَاٰلِہٖ وَسَلَّم એ ફરમાવ્યું કે, જે માણસ સવાર સાંજ ત્રણ ત્રણ વખત આ દુઆને પઢી લેશે તો તેને કોઈ પણ ચીઝ વસ્તુ નુક્સાન પહોંચાડી શકશે નહીં. (મિશ્કાત શરીફ) શરૂઆત અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢવું.

## ﴾6﴿ કોઈ પણ પ્રકારની પરેશાની હોય તો

اَللّٰھُمَّ اغْفِرْلِیْ ذَنْبِیْ وَاَذْھِبْ عَنِّیْ غَیْظَ
قَلْبِیْ وَاَعِذْنِیْ مِنَ الشَّیْطَانِ الرَّجِیْمِ٥

**અલ્લાહુમ્મગ્ફિરલી ઝમ્બી વ-અઝહિબ અન્ની ગય્ઝ કલ્બી વ અ-ઇઝ્‌ની મિનશ્શયતાનિર્રજીમ.**

**ફઝીલત :** અલ્લાહ તબારક વ તઆલા આ દુઆની બરકત થી ન ફકત તેની પરેશાની અને ગમ-ચિંતાને દૂર ફરમાવશે, બલ્કે તેના ગમ અને ચિંતાને ખુશી અને રાહતમાં બદલી આપશે. (તફસીરે ઈબ્ને કસીર, ભાગ 3, પેજ 25) શરૂઆત અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢવું.

## ﴾7﴿ પોતાના મક્સદમાં કામિયાબી માટે

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

**ફઝીલત :** જે માણસ 786 (સાત સૌ છયાસી) વખત **બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ** સાત દિવસ સુધી દર રોજ પઢશે અને પછી પોતાના મક્સદ માટે દુઆ કરશે તો અલ્લાહ તઆલા ઝરૂર એના મક્સદમાં કામિયાબી અતા ફરમાવશે. اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ

## ﴾8﴿ રોઝીમાં વિશાળતા માટેનો અમલ

اَللّٰہُ یَبْسُطُ الرِّزْقَ لِمَنْ یَّشَآءُ مِنْ عِبَادِہٖ
وَیَقْدِرُ لَہٗ، اِنَّ اللّٰہَ بِکُلِّ شَیْءٍ عَلِیْمٌ٥

**અલ્લાહુ યબ્સુતુર્રિઝ્ક લિમંય્ યશાઉ મિન ઇબાદિહી વ યકદિરુ લહૂ. ઇન્નલ્લા-હ બિકુલ્લિ શય્‌ઇન્ અલીમ.**

(પારહ 21, સૂરએ અન્કબૂત, આયત નં. 62)

**ફઝીલત :** જે માણસ વિશાળ રોઝીનો તલબગાર હોય તો ઉપરોક્ત આયતને ફજરની નમાઝ પછી અગ્યાર (11) વખત પઢયા કરે. આગળ પાછળ દુરૂદ પઢવું.

## ﴾9﴿ રોઝીમાં તરક્કી માટે

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ0 اَلۡمُعۡطِیۡ ھُوَاللّٰہُ ط

**બિસ્મિલ્લાહિર્રમાનિર્રહીમ. અલ મુઅ્તિઉ હુવલ્લાહ.**

**ફાયદો :** જુમ્આની નમાઝ પછી શરૂ અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢીને ઉપરોકત દુઆ સિત્તેર 70 વખત પઢે. એક જુમ્આથી બીજી જુમ્આ પણ આવવા ન પામશે કે اِنۡ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ અલ્લાહ તઆલા તેને તવંગર (માલદાર) બનાવી દેશે, પરંતુ શર્ત આ છે કે નમાઝના અંતમાં સલામ ફેરવ્યા પછી (કાઇદામાં બેસે છે તે જ પ્રમાણે) બેસી રહે અને કોઈ પહલુ (તરીકો) ન બદલે, અને ન તો કોઈના તરફ જુએ, નહીતર આ અમલની તાસીર ખતમ થઈ જશે. (મતલબ કે અમલમાં કામિયાબી મળશે નહીં). આ અમલ અનુભવ સિદ્ધ છે.

## ﴾10﴿ ખાસ મક્સદમાં કામિયાબી માટે

یَا اَرۡحَمَ الرّٰحِمِیۡنَ

**"યા અર્હમર્રાહિમીન"**

શરૂ અને અંતમાં સૌ સૌ વખત દુરૂદ શરીફ પઢીને ઉપરોકત દુઆ પાંચ સૌ વખત પઢે. اِنۡ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ ઝરૂર કમિયાબ થશે.

## ﴾11﴿ યાદ શક્તિ માટે

યાદશક્તી માટે **સૂરએ ફાતિહા બિસ્મિલ્લાહ** સહિત દર રોજ અસરની નમાઝ પઢી એકતાલીસ (41) વખત પઢીને છાતી પર દમ કરી લે. શરૂઆત અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢવું.

## ﴾12﴿ શૌહર (પતિ) નારાજ રહેતો હોય તો...

**ફઝીલત :** જે ઔરતનો પતિ (પોતાની પત્નીથી) નારાજ રહેતો હોય અને પત્નીની કોઈ ફિક્ર-ચિંતા ન કરતો હોય તો ફજરની નમાઝ પછી અથવા રાત્રે ઈશાની નમાઝ પછી (શરૂઆતમાં અને છેવટમાં અગિયાર-અગિયાર વખત દુરૂદ શરીફ પઢીને) **કુલ હુ-વલ્લાહુ અહદની** સૂરત સૌ (100) વખત પઢીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે, اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ મકસદમાં ઝરૂર કામિયાબી મળશે.

## ﴾13﴿ નાજાઈઝ તઅલ્લુકાત દૂર (ખતમ) કરવા માટે

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط

قُلْ لَّا یَسْتَوِی الْخَبِیْثُ وَ الطَّیِّبُ وَ لَوْ اَعْجَبَكَ كَثْرَةُ الْخَبِیْثِۚ فَاتَّقُوا اللّٰهَ یٰۤاُولِی الْاَلْبَابِ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ۠ ﴿۱۰۰﴾

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. કુલ-લા યસ્તવિલ્ ખબીષુ વત્તય્યિબુ વલવ્ અઅ્જબક કષ્રતુલ ખબીષ. ફત્તકુલ્લાહ યા ઉલિલ્ અલ્બાબિ લઅલ્લકુમ તુફ્લિહૂન.**

(પારહ 7, સૂરએ માઈદહ, આયત નં. 100)

**તર્જમો :** કહી દો કે ગંદુ અને પાક-બરાબર નથી ભલે કોઈને ગંદાની અધીકતા પસંદ પડે, અલ્લાહથી ડરતા રહો અય અકલવાળાઓ !

**ફઝીલત :** જો કોઈની પત્ની યા કોઈ નો પતિ અથવા કોઈ છોકરો કે છોકરી નાજાઈઝ તઅલ્લુકાતમાં સપડાયેલો હોય તો એ તઅલ્લુકાતને ખતમ કરવા માટે શરૂઆતમાં અને છેવટમાં દુરૂદ શરીફની સાથે આ આયત ને 141 (એક સૌ એકતાલીસ) વખત પઢીને કોઈ નમકીન (ખારી) વસ્તુ પર દમ કરીને જો શૌહર સપડાયેલો હોય તો

પતિને અને પત્ની સપડાયેલી હોય તો પત્નીને ખવડાવે અને જો છોકરા-છોકરી સપડાયેલા હોય તો બન્નેને અને જો આ શક્ય ન હોય તો બન્નેમાંથી જેને ખવડાવી શકાય, તેને ખવડાવી દે, اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ કામિયાબી મળશે.

## ﴾14﴿ પતિ-પત્ની અને બાળ બચ્ચાં ફરમાં બરદાર અને દીનદાર થઈ જશે

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ﴿۷۴﴾

**રબ્બના હબ્ લના મિન અઝ્વાજિના વ ઝુર્રિય્યાતિના કુર્ર-ત અઅ્યુનિંવ્ વજઅલ્ના લિલ મુત્તકી-ન ઇમામા.**

(પારહ 19, સૂરએ ફુરકાન, આયત નં. 74)

**ફઝીલત :** જો કોઈ માણસ એક વખત આ દુઆને દરેક ફર્ઝ નમાઝ પછી પઢી લેશે તો તેની ઔલાદ અને પત્ની દીનદાર અને ફરમાં બરદાર થઈ જશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾15﴿ દુનિયા અને આખિરતની તમામ મુશ્કેલિઓ દૂર થશે

فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِيَ اللّٰهُ ۗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ط عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ﴿۱۲۹﴾

**ફઇન તવલ્લવ્ ફકુલ હસ્બિયલ્લાહુ લા ઇલા-હ ઇલ્લા હૂ. અલયહિ તવક્કલ્તુ વહુવ રબ્બુલ અર્શિલ અઝીમ.**

(પારહ 11, સૂરએ તૌબા, આયત નં. 129)

**ફઝીલત :** હઝરતે અબૂ દરદા رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ થી રિવાયત છે કે જે માણસ આ આયતને દર રોજ સૌ (100) વખત પઢશે પૂરી દુનિયા અને આખિરત એને કાફી થઈ જશે.

## ﴾16﴿ બદકારી અને ઝિનાથી હિફાઝત માટે

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط یَا حَیُّ یَا قَیُّوۡمُ

بِرَحۡمَتِكَ اَسۡتَغِیۡثُ اَصۡلِحۡ لِیۡ شَاۡنِیۡ كُلَّهٗ

وَلَا تَكِلۡنِیۡۤ اِلٰی نَفۡسِیۡ طَرۡفَةَ عَیۡنٍ۔

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**યા હય્યુ યા કય્યૂમુ બિરહ્‌મતિક અસ્તગિષુ, અસ્લિહ્ લી શઅ્‌ની કુલ્લહૂ વલા તકિલ્ની ઇલા નફ્સી તર-ફત અય્‌નિન્.**

**ફઝીલત :** જો કોઈને શહવતનો (વધારે પડતો) ગલ્બો (પ્રભાવ) હોય અને તેને ઝિના યા બદકારીમાં સપડાઈ જવાનો ભય હોય તો ઉપરોક્ત દુઆને અઢાર (18) વખત દર રોજ પાબંદીની સાથે પઢયા કરે. શરૂઆત અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢવું. اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ શહવત ઓછી થઈ જશે અને બદકારી (ઝિના)થી હિફાઝત થશે.

## ﴾17﴿ દુશ્મન પર નજર પડે તો આ દુઆ પઢે

یَا مَالِكَ یَوۡمِ الدِّیۡنِ اِیَّاكَ نَعۡبُدُ وَاِیَّاكَ نَسۡتَعِیۡنُ۔

**યા માલિ-ક યૌમિદ્દીનિ, ઇય્યા-ક-નઅ્‌બુદુ વ ઇય્યા-ક-નસ્તઈન**

## ﴾18﴿ મક્સદમાં આસાની માટે

**ફઝીલત :** જુમ્આના દિવસે જુમ્આની નમાઝ પહેલાં પાક સાફ થઈને એકાંતમાં **અલ્લાહ અલ્લાહ** પઢવાથી (જે મકસદથી પઢવામાં આવશે તે)

મકસદ اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ આસાન થઈ જશે, ચાહે તે કામ કેટલુંય મુશ્કેલ કેમ ન હોય, ઓછામાં ઓછુ દરેક જુમ્આના દિવસે નમાઝથી પહેલા પાંચ સો (500) વખત પઢી લેવું. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾19﴿ જાઈજ તરીકાથી હાસિલ કરવા તેમજ મકસદને પ્રાપ્ત કરવા માટે

یَانَاصِرُ! یَامُغْنِیْ!

**યા નાસિરુ (મદદગાર) યા મુગ્ની (બે નિયાઝ કરનાર)**

**ફઝીલત :** ઈશા અને ફજર પછી શરૂઆત અને છેવટમાં અગિયાર-અગિયાર વખત દુરૂદ શરીફ પઢીને બે હજાર એક સૌ (2100) વખત ઉપરોક્ત ઈસ્મ ને પઢવુ.

## ﴾20﴿ જે માંગશો તે મળશે

**ફઝીલત :** જે માણસ જુમ્આના દિવસે અસરની નમાઝ પઢીને કિબ્લા રુખ બેસીને મગરીબ સુધી یَا اَللّٰہُ یَا رَحْمٰنُ یَا رَحِیْمُ **યા અલ્લાહુ યા રહમાનુ યા રહીમુ** પઢતો રહેશે, પછી અલ્લાહ તબારક વ તઆલા પાસે જે પણ માંગશે તો અલ્લાહ તઆલા તેને તે (ચીજ-વસ્તુ) ઝરૂર અતા ફરમાવશે. اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾21﴿ દુશ્મન મહેરબાન (નરમ) થઈ જશે

**یَاقُدُّوْسُ યા કુદ્દૂસુ**

**ફઝીલત :** જે માણસ આ ઈસ્મ મુબારકને ત્રણ સૌ ઓગણીસ (319) વખત કોઈ મીઠી ચીજ પર પઢીને દુશ્મનને ખવડાવી દેશે તો દુશ્મન તેના પર મહેરબાન (દોસ્ત) થઈ જશે. શરૂઆત અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢવું.

## ﴾22﴿ બીમાર શિફાયાબ થઈ જશે

**یَاسَلَامُ! યા સલામુ**

**ફઝીલત :** જે માણસ આ ઈસ્મ મુબારકને એક સૌ અગિયાર (111) વખત પઢીને બીમાર પર દમ કરશે તો اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ બીમાર માણસ તંદુરુસ્ત થઈ જશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾23﴿ જે મુરાદ હશે તે પુરી થશે

**!یَابَارِئُ યા બારિઉ (પૈદા કરનાર)**

**ફઝીલત :** જે માણસ આ ઈસ્મ મુબારકને બસો ચુમ્માલીસ (244) વખત પઢશે તો તેની જે પણ જાઈઝ તમન્ના હશે તે પુરી થશે, اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾24﴿ કર્ઝદાર ન રહેશે

**!یَاوَهَّابُ યા વહ્હાબુ** (બે હિસાબ અતા કરનાર)

**ફઝીલત :** જે માણસ ઈશાની નમાઝ પછી આ ઈસ્મ મુબારકને અગિયાર સૌ પચાસ (1150) વખત પઢશે તો તે اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ કર્ઝદાર ન રહેશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾25﴿ છોકરીઓના રિશ્તા માટે

**!یَالَطِيْفُ યા લતીફુ (બહુજ મહેરબાન)**

**ફઝીલત :** છોકરીઓના રિશ્તા માટે દર રોજ વુઝૂ સાથે (તહિય્યતુલ વુઝૂ)ની નમાઝ પછી 100 વખત આ નામ મુબારકને પઢવું ફાયદા કારક છે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾26﴿ સવારી-ગાડી તથા માલ સામાન હિફાઝતમાં રહેશે

**!یَارَقِيْبُ યા રકીબુ (નિગેહબાન)**

اِنَّ رَبِّیْ رَحِیْمٌ وَّدُوْدٌ

**ઇન્ન રબ્બી રહીમુંવ વદૂદ**

**તર્જમો :** બેશક ! મારો રબ મહેરબાન મહોબ્બત વાળો છે. (પારહ 12, સૂરએ હૂદ, આયત નં. 90)

**ફઝીલત :** જે કોઈ માણસ પોતાના માલ સામાન (સવારી-ગાડી વગૈરે) પાર્કિંગ કરતી વખતે આ નામને પઢી લેશે તો اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ તે ચોરી વગૈરેથી હિફાઝતમાં રહેશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾27﴿ છોકરો બુરાઈઓમાં સપડાએલો હોય તો તેને સીધે રસ્તે લાવવા......

**يَاوَدُوْدُ યા વદૂદુ (બહુજ મહોબ્બત કરનાર)**

**ફઝીલત :** જો કોઈની ઔલાદ બુરાઈઓમાં સપડાએલ હોય તો જુમ્આની નમાઝ પછી એક હઝાર એક (1001) વખત આ નામ મુબારક ને પઢીને ખુશ્બૂદાર અને સ્વાદિષ્ટ-મીઠી વસ્તુ (અથવા લાહૌરી મીઠુ) પર દમ કરે અને બે રકાત નમાઝ પઢે ત્યાર પછી તે મીઠાઈ તેને ખવડાવી દે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ તે નેક અને સાલેહ થઈ જશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾28﴿ ઔરત સારી આદતવાળી થઈ જશે

!يَاوَلِيُّ **યા વલિય્યુ** (દોસ્ત, કરીબ, મદદગાર)

اَللّٰهُ وَلِيُّ الَّذِيْنَ اٰمَنُوْا

**અલ્લાહુ વલિય્યુલ લઝીન આમનૂ.**

**તર્જમો :** અલ્લાહ ઈમાનવાળાઓનો દોસ્ત છે

(પારહ 3, આયત નં. 257)

**ફઝીલત :** જે માણસ પોતાની પત્નીની આદતો અને ખસ્લતોથી નારાઝ હોય તો જ્યારે તેની પત્ની તેની સામે આવે તો આ ઈસ્મ મુબારકને પઢયા કરે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ તે નેક-સાલેહ થઈ જશે.

## ﴾29﴿ ખોવાએલ માણસ પાછો આવી જશે અથવા તેની જાણ થઈ જશે

**يَا مُعِيْدُ! યા મુઈદુ** (ફરીથી જીવન આપનાર)

**ફઝીલત :** ખોવાએલ માણસને પાછો લાવવા માટે જ્યારે ઘરના તમામ માણસો સુઈ ગયા હોય ત્યારે ઘરના ચારે ખુણામાં 90-90 વખત આ ઈસ્મને પઢે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ ખોવાએલ માણસ સાત દિવસમાં પાછો આવી જશે અથવા તેની જાણ થઈ જશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾30﴿ છોકરીના રિશ્તા માટે એક અમલ

رَبَّهٗٓ اَنِّىْ مَغْلُوْبٌ فَانْتَصِرْ۝

**રબ્બહૂ અન્ની મગ્લૂબુન ફન્તસિર.**

(પારહ 27, સૂરએ કમર, આયત નં. 10)

**ફઝીલત :** જે માણસની છોકરી માટે રિશ્તો માગું ન આવતું હોય અથવા માગું તો આવતું હોય, પરંતુ તે પસંદ ન પડતું હોય તો તે માણસ એક સૌ બાર (112) વખત આ દુઆને અને ત્રણ વખત **સૂરએ દૂહા (વદુહા...) અને દુરૂદ શરીફની કસરત કરે.** દર મહીને 11 દિવસ સુધી આ અમલ કરે અને ત્રણ મહીના સુધી આ અમલ ચાલુ રાખે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ ઝરૂર ફાયદો થશે.

## ﴾31﴿ નોકરી રોજગાર માટે

**ફઝીલત :** નોકરી-રોજગાર માટે ઈશાની નમાઝ પછી

**يَا لَطِيْفُ! યા લતીફુ (બહુજ મહેરબાન)**

યા લતીફુ (અગિયાર સૌ) (1100) વખત પઢે. શરૂ અને છેવટમાં અગિયાર અગિયાર વખત દુરૂદ શરીફ પઢીને દુઆ કરે તો જે બેહતર હશે, તે થઈ જશે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ

## ﴾32﴿ પરિક્ષામાં કામિયાબી માટે

**ફઝીલત :** પરિક્ષામાં કામિયાબી માટે દર રોજ يَاعَلِيْمُ! **યા અલીમુ** 150 (એક સૌ પચાસ) વખત ફજરની નમાઝ પછી પઢી લે અને પરિક્ષાના દિવસે દર રોજ આ ઈસ્મ મુબારકને પઢવાનો વિર્દ રાખે એટલે કે ખૂબ વધારે પ્રમાણમાં આ ઈસ્મ મુબારકને પઢયા કરે તો اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ તેને કામિયાબી મળશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾33﴿ જાન માલ ની હિફાજત માટે

**ફઝીલત :** જાન માલ વગૈરેની હિફાઝત માટે ! يَاحَفِيْظُ **યા હફીઝુ** (હિફાઝત કરનાર) દર રોજ બસો બેતાળીસ (242) વખત ફજરની નમાઝ પછી પઢવું. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ જાન માલ હિફાઝતમાં રહેશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾34﴿ ઈજ્જત (મરતબો) મળશે

اَللّٰهُمَّ زِدْنَا وَلَا تَنْقُصْنَا وَاَكْرِمْنَا وَلَا تُهِنَّا

وَاَعْطِنَا وَلَا تَحْرِمْنَا وَاٰثِرْنَا وَلَا تُؤْثِرْ عَلَيْنَا

وَاَرْضِنَا وَارْضَ عَنَّا۔

**અલ્લાહુમ્મ ઝિદ્ના વલા તન્કુસ્ના વ અકરિમ્ના વલા તુહિન્ના વ અઅ્તિના વલા તહ્રિમ્ના વ આષિરના વલા તૂષિર અલય્ના વ અર્દિના વર્દ અન્ના.** (અહમદ વ તિર્મિઝી) શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾35﴿ રંજો ગમ થી હિફાજત માટે

**ફઝીલત :** ફર્ઝ નમાઝો પછી જમણો હાથ પેશાની અથવા માંથા પર મુકીને ત્રણ વખત આ દુઆ પઢવી :

**બિસ્મિલ્લાહિલ્લઝી લા ઇલા-હ ઇલ્લા હુવર્રહમાનુ-ર્રહીમ અલ્લાહુમ્મ ઇન્ની અઉઝુબિક મિનલ હમ્મી વ હુઝ્ની વ અઉઝુબિકા અજલી વ કસ્લી વ અઉઝુબિક મિનલ ઝુમ્બી વલ બુખ્લી વ અઉઝુબિક મિનલ ગલબતીદ દૈન વ કહરિલ જબ્બાર.** શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾36﴿ અમલ ટૂંકો, નફો વધારે

**ફઝીલત :** હઝરતે તમીમ દારી رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَاٰلِہٖ وَسَلَّم એ ફરમાવ્યું : જે માણસ આ ચાર કલિમાત ને દસ વખત પઢી લે તો એના માટે ચાલીસ લાખ નેકીઓ લખી દેવામાં આવે છે, તે કલિમાત આ છે. (મુસ્નદે અહમદ, તિર્મિઝી)

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ
اِلٰهًا وَّاحِدًا اَحَدًا صَمَدًا لَّمْ يَتَّخِذْ صَاحِبَةً
وَّلَا وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ۔

**અશ્હદુ અલ લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી-ક-લહૂ ઇલાહંવ્ વાહિદન્ અ-હ-દન્ સમદલ્લમ યત્તખિઝ સાહિબતંવ્ વલા વ-લદંવ્ વલમ યકુલ્લહૂ કુફુવન અહદ.** શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾37﴿ ચાર હલાક કરવાવાળી બીમારીઓથી હિફાઝત

**ફઝીલત :** હઝરતે ઈબ્ને અબ્બાસ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُمَا ફરમાવે છે કે, હુઝૂર નબિયે કરીમ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَاٰلِہٖ وَسَلَّم એ ફરમાવ્યું : જ્યારે તમે સવારની (ફજર) ની નમાઝ પઢી લો તો પોતાની દુનિયા માટે ત્રણ વખત આ દુઆ પણ પઢી લો :

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ وَلَا حَوْلَ
وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ۔

**સુબ્હાનલ્લાહિલ અઝીમિ વ બિહમ્દિહી વલા હવ્લ વલા કુવ્વ-ત ઇલ્લા બિલ્લાહિ.**

તો અલ્લાહ તબારક વ તઆલા اِنْ شَآءَاللهعَزَّوَجَلَّ તમને ચાર બીમારીઓથી મહેફૂઝ રાખશે : (1) પાગલ પણાથી (2) કોઢથી (3) આંધળા થવાથી અને (4) ફાલિજ (લકવાથી). શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾38﴿ વસ્વસા દુર કરવા માટે

يَا اللهُ الرَّقِيْبُ الْحَفِيْظُ الرَّحِيْمُ ط يَا اللهُ الْحَیُّ الْحَلِيْمُ الْعَظِيْمُ ط

الرَّءُوْفُ الْكَرِيْمُ ط يَا اللهُ الْحَیُّ الْقَيُّوْمُ الْقَآئِمُ عَلٰی

كُلِّ نَفْسٍ بِمَا كَسَبَتْ حُلْ بَيْنِیْ وَ بَيْنَ عَدُوِّیْ-

**યા અલ્લાહુર્રકીબુલ હફીઝુર્રહીમુ. યા અલ્લાહુલ હય્યુલ હલીમુલ અઝીમુર્રઊફુલ કરીમુ. યા અલ્લાહુલ હય્યુલ કય્યૂમુલ કાઇમુ અલા કુલ્લિ નફ્સિન બિમા કસબત હુલ બય્ની વ બય્ન અદુવ્વી.**

**ફઝીલત :** આ દુઆને દર રોજ કોઈ પણ સમયે પઢી લેશે તો اِنْ شَآءَاللهعَزَّوَجَلَّ વસ્વસા દૂર થઈ જશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾39﴿ اِنْ شَآءَاللهعَزَّوَجَلَّ હાજત જરૂરત પૂરી થશે

એક શ્વાસમાં ! يَارَبِّ يَا رَبِّ **યા રબ્બિ યા રબ્બિ** જેટલી વખત વધારે પઢી શકાય.

બીજા શ્વાસમાં ! يَارَبَّاهُ يَا رَبَّاهُ **યા રબ્બાહુ યા રબ્બાહુ** જેટલી વખત વધારે પઢી શકાય.

ત્રીજા શ્વાસમાં يَااللهُ يَااللهُ **યા અલ્લાહુ યા અલ્લાહુ** જેટલી વખત વધારે પઢી શકાય.

ચૌથા શ્વાસમાં ! يَاحَيُّ يَاقَيُّوْمُ **યા હય્યુ યા કય્યૂમુ** જેટલી વખત વધારે પઢી શકાય.

પાંચમાં શ્વાસમાં ! يَا رَحْمٰنُ يَا رَحِيْمُ **યા રહમાનુ યા રહીમુ** જેટલી વખત વધારે પઢી શકાય.

છઠ્ઠા શ્વાસમાં ! يَارَحِيْمُ يَا رَحِيْمُ **યા રહીમુ યા રહીમુ** જેટલી વખત વધારે પઢી શકાય.

સાતમાં શ્વાસમાં ! يَاأَرْحَمَ الرَّاحِمِيْنَ **યા અર્હમર્રાહિમીન** જેટલી વખત વધારે પઢી શકાય.

ઉપરના અસ્માઉલ હુસ્ના ખત્મ થતાં સુધી પઢતા રહે. એ પછી પોતાની ઝરૂરતના માટે દુઆ કરે તો اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ તેની હાજત (ઝરૂરત) પૂરી થશે. આ ઈમામ જાફર સાદિક رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْه ની દુઆ છે. આ દુઆને સબ્એ અસ્માએ હુસ્ના પણ કહેવામાં આવે છે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾40﴿ સાંપના ડંસ માટેનો ઈલાજ

**ફઝીલત :** સાંપના ડંસને ઉતારનાર માણસ જે વ્યકતી ને સાંપ યા વીંછીએ ડંસ માર્યો છે તેને પૂછે કે દર્દ કઈ જગ્યાએ છે ? જયાં તે દર્દની જગયા બતાવે તે જગયા પર છરી મૂકીને અમુક વખત આ દુઆ પઢે, પછી એ છરીને ઉપરથી નીચે તરફ સરકાવે અને એ દરમિયાન વારંવાર આ દુઆ પઢતો રહે. ત્યાં સુધી કે દર્દ ઉપરથી ઉતરીને નીચેની તરફ આવી જાય તો એને મોંઢાથી ચુસીને થુકી દે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ ઝહેર ઉતરી જશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

તે દુઆ આ છે :

سَلَامٌ عَلٰی نُوْحٍ فِی الْعٰلَمِیْنَ وَعَلٰی مُحَمَّدٍ فِی

الْمُرْسَلِیْنَ مِنْ حَامِلَاتِ السَّمِّ اَجْمَعِیْنَ۔

**સલામુન અલા નૂહિન્ ફિલ આલમીન વ અલા મુહમ્મદિન ફિલ મુર્સલીન મિન હામિલાતિસ્સમ્મિ અજમઈન.**

## 《41》 લા ઈલાજ બીમારી થી શિફા

જો કોઈ માણસને કોઈ એવી બીમારી હોય, જે ડૉક્ટરોની સમઝની બહાર હોય અથવા કોઈ માણસ મઝલૂમ હોય અને ઝુલ્મની હદ સુધી પહોંચી ગયો હોય તો તે દર રોજ ત્રણ સૌ તેર (313) વખત નીચે ની આયતને પઢીને આસ્માન તરફ મોઢૂં કરીને દમ કરે અને બીમારને પણ પાણી પર દમ કરીને પિવડાવે તો اِنْ شَآءَاللهُ عَزَّوَجَلَّ ફાયદો થશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

તે દુઆ આ છે :

فَدَعَا رَبَّهٗٓ اَنِّیْ مَغْلُوْبٌ فَانْتَصِرْ۔

**ફ-દ-આ રબ્બુહૂ અન્ની મગ્લૂબુન ફન્તસિર્.**

**તર્જમો :** અય અલ્લાહ ! હું મગ્લૂબ છુ તો તૂ મારો બદલો લે. (પારહ : 27 સૂરએ કમર, આયત નં.10)

## 《42》 ડાયાબિટીસની બીમારીથી શિફા માટે

દર રોજ ફજરની નમાઝ પછી એક વખત આ આયત પઢે : اِنَّهٗ عَلٰی رَجْعِهٖ لَقَادِرٌ۔ **ઇન્ન-હૂ અલા રજ્ઇહી લકાદિરુન.** ત્યાર પછી સાત વખત **"સૂરએ આદિયાત"** પારહ : 30 પૂરી સૂરત પઢે. આ અમલની શરૂઆતમાં અને છેવટમાં સાત વખત દુરૂદે ઈબ્રાહીમ (જે નમાઝમાં પઢવામાં આવે છે તે) પઢે, તો اِنْ شَآءَاللهُ عَزَّوَجَلَّ ડાયાબિટીસની બીમારી દુર થઈ જશે.

## 《43》 હાર્ટ અટેક તથા ધબકારાનું વધ-ઘટ થવું

દરેક ફર્ઝ નમાઝ પછી દિલ પર જમણો હાથ મુકીને સાત વખત નીચેની દુઆ પઢે. પછી હથેળી પર દમ કરીને છાતી પર હાથને ફેરવી લે, તે દુઆ આ છે :

یَا قَوِیُّ الْقَادِرُ الْمُقْتَدِرُ قَوِّنِیْ قَلْبِیْ۔

**યા કવિય્યુલ કાદિરુલ મુક્તદિરુ કવ્વિની કલ્બી.**

ત્યાર પછી શહાદતની આંગળી દિલ પર મુકીને સાત વખત **"યા કવિય્યુ"** (યાની ખૂબ જ શક્તી શાળી) પઢે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ બીમારીથી હિફાઝતમાં રહેશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾44﴿ હાર્ટ અટેક અને ગભરામણ દૂર કરવા માટે

દિલની બીમારી-હાર્ટ અટેક અને ગભરામણ દૂર કરવા માટે એકતાલીસ (41) વખત આ દુઆને પાણી પર દમ કરીને પીએ. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ ફાયદો થશે : દુઆ આ છે :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلَّذِيْنَ اٰمَنُوْا وَتَطْمَىِٕنُّ قُلُوْبُهُمْ بِذِكْرِ اللّٰهِ ؕ

اَلَا بِذِكْرِ اللّٰهِ تَطْمَىِٕنُّ الْقُلُوْبُ ﴿۲۸﴾

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ : અલ્લઝી-ન આમનુ વ તત્મઇન્નુલ કુલૂબુહુમ બિઝિકરિલ્લાહ, અલા બિઝિક્રિલ્લાહિ તત્મઇન્નુલ કુલૂબ**. (પારહ : 13 સૂરએ રઅદ આયત નં. 28)

## ﴾45﴿ ગુર્દા અને પિત્તાશયમાં પથરી હોય તો

જો કોઈ વ્યક્તિને ગુર્દા અથવા પિત્તાશયમાં પથરી હોય તો એ માણસ ને દર રોજ એકતાલીસ (41) વખત આ આયત પાણી પર દમ કરીને શિફા થતાં સુધી પિવડાવતા રહે, اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ ફાયદો થશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

તે દુઆ આ છે :

وَاِنَّ مِنَ الْحِجَارَةِ لَمَا يَتَفَجَّرُ مِنْهُ الْاَنْهٰرُ ؕ

وَاِنَّ مِنْهَا لَمَا يَشَّقَّقُ فَيَخْرُجُ مِنْهُ الْمَآءُ ؕ

وَاِنَّ مِنْهَا لَمَا يَهْبِطُ مِنْ خَشْيَةِ اللّٰهِ ؕ
وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿۷۴﴾

**વ ઇન્ન મિનલ હિજારતિ લમા ય-ત ફજ્જરુ મિન્હુલ અન્હા-ર. વ ઇન્ન મિન્હા લમા યશ્શકકકુ ફયખ્રુજુ મિન્હુલ મા-અ, વ ઇન્ન મિન્હા લમા યહ્બિતુ મિન ખશ્યતિલ્લાહ, વ-મલ્લાહુ બિ ગાફિલિન અમ્મા તઅ્મલૂ-ન.** (પારહ 1 સૂરએ બકરહ આયત નં. 74)

## ﴾46﴿ બલ્ડ પ્રેશર માટે

જો કોઈને બલ્ડ પ્રેશર હોય તો તે વ્યક્તિ આ દુઆને દસ (10) વખત દર રોજ લગાતાર પઢયા કરે, اِنْ شَآءَ اللّٰه عَزَّوَجَلَّ ઘણો ફાયદો થશે. તે દુઆ આ છે : શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

وَالْكٰظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ عَنِ النَّاسِ ؕ
وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿۱۳۴﴾

**વલ્ કાઝિમીનલ્ ગયઝ વલ આફી-ન અનિન્નાસિ,**
**વલ્લાહુ યુહિબ્બુલ મુહ્સિનીન.**
(સૂરએ આલે ઈમરાન, પારહ 4, આયત નં. 134)

## ﴾47﴿ લા ઈલાજ બીમારીથી શિફા માટે

જો કોઈ માણસ એવી બીમારીમાં સપડાયેલો હોય જે સમજમાં આવતી ન હોય અથવા લા ઈલાજ હોય તો પોતે આ આયતે શરીફા ને વધુ પ્રમાણમાં પઢયા કરે : શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

رَبَّهٗۤ اَنِّيْ مَسَّنِيَ الضُّرُّ وَاَنْتَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿۸۳﴾

**રબ્બહૂ અન્ની મસ્સનિયદ્ દુર્રુ વ-અન્ત અર્હમુર્રાહિમીન.**
(સૂરએ અલ અમ્બિયા, પારહ : 17, આયત નં : 83)

## ﴾48﴿ માથાનો દુખાવો દૂર કરવા માટે

જો કોઈ માણસને માથામાં દુખાવો થતો હોય તો એને જોઈએ કે તે પોતાના માથા પર હાથ મુકીને એકતાલીસ વખત بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ **"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"** પઢીને દમ કરી લે. اِنۡ شَآءَاللہ عَزَّوَجَلَّ શિફા થઈ જશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾49﴿ (આંખોના) ભવાંના દુખાવા માટે

જો કોઈને આંખોના ભવાંમા દુખાવો થતો હોય તો તે આ આયતને સાત (7) વખત પઢીને દમ કરી લે :

وَلَوۡ اَنَّ مَا فِی الۡاَرۡضِ مِنۡ شَجَرَۃٍ اَقۡلَامٌ

وَّالۡبَحۡرُ یَمُدُّہٗ مِنۡۢ بَعۡدِہٖ سَبۡعَۃُ اَبۡحُرٍ مَّا نَفِدَتۡ کَلِمٰتُ اللّٰہِ ؕ

اِنَّ اللّٰہَ عَزِیۡزٌ حَکِیۡمٌ ﴿۲۷﴾

**વલવ્ અન્ન મા ફિલ અર્દિ મિન શ-જરતિન અકલામુંવ વલ બહ્રુ, યમુદ્દુહૂ મિમ્ બઅ્દિહી સબ્અતુ અબ્હુરિમ મા નફિદત્ કલિમાતુલ્લાહિ, ઇન્નલ્લા-હ અઝીઝુન હકીમ.**

(સૂરએ લુક્માન, પારહ 21, આયત નં. 27)

## ﴾50﴿ દિમાગની કમજોરી માટે

જેનું દિમાગ કમજોર હોય તે તમામ ફર્ઝ નમાઝ પછી અગિયાર (11) વખત ઇસ્મે આઝમ ! یَا قَوِیُّ **યા કવિય્યુ** પઢીને હથેળી પર દમ કરે અને માથા પર હાથ ફેરવી લે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾51﴿ ભૂલી જવાની બીમારી દૂર કરવા માટે

દરેક ફર્ઝ નમાઝ પછી اَلرَّحۡمٰنُ **અર્રહમાનુ** (100) વખત પઢવાથી નિસ્યાન (ભૂલવા)ની બીમારી દૂર થઈ જશે. اِنۡ شَآءَاللہ عَزَّوَجَلَّ શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾52﴿ વધુ પડતી ઊંઘ આવતી હોય તો...

જો કોઈને ઘણી જ ઊંઘ આવતી હોય તો સૂતી વખતે આ આયત પઢી લે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ ઊંઘનો ગલ્બો ઓછો થઈ જશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ فِىْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ قف يُغْشِى الَّيْلَ النَّهَارَ يَطْلُبُهٗ حَثِيْثًا لا وَّالشَّمْسَ وَالْقَمَرَ وَالنُّجُوْمَ مُسَخَّرٰتٍۭ بِاَمْرِهٖ ط اَلَا لَهُ الْخَلْقُ وَالْاَمْرُ ط تَبٰرَكَ اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ﴿۵۴﴾

**ઇન્ન રબ્બ-કુમુલ્લાહુલ્લઝી ખલકસ્સમાવાતિ વલ અર્દ ફી સિત્તતિ અય્યામિન સુમ્મસ્તવા અલલ્ અર્શિ, યુગ્શિલ્ લયલન્નહા-ર યત્લુબુહૂ હષીષંવ્ વશ્શમ્શ, વલ ક-મ-ર વન્નુજૂ-મ મુસખ્ખરાતિમ્ બિઅમ્રિહી અલા લહુલ ખલ્કુ વલ અમ્રુ તબારકલ્લાહુ રબ્બુલ આલમીન.** (સૂરએ અઅરાફ : પારહ : 8, આયત નં : 54)

اُدْعُوْا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْيَةً ط اِنَّهٗ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ﴿۵۵﴾ وَلَا تُفْسِدُوْا فِى الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا وَادْعُوْهُ خَوْفًا وَّطَمَعًا ط اِنَّ رَحْمَتَ اللّٰهِ قَرِيْبٌ مِّنَ الْمُحْسِنِيْنَ ﴿۵۶﴾

**ઉદ્ઊ રબ્બકુમ તદર્રુઅંવ્ વ ખુફ્યતન્, ઇન્નહૂ લા યુહિબ્બુલ મુઅ્તદીન. વલા તુફ્સિદૂ ફિલ અર્દિ બઅ્દ ઇસ્લાહિહા વદ્ઊહુ ખવફંવ્ વ-ત-મ-અન ઇન્ન રહમતલ્લાહિ કરીબુમ્ મિન મુહ્સિનીન.**

(સૂરએ અઅરાફ : પારહ : 8 આયત નં. 55-56)

## ﴾53﴿ મિર્ગી (ખેંચની) બીમારી

મિર્ગી (ખેંચની) બીમારીના મરીઝના માથા પર આ આયત ત્રણ (3) વખત લખીને બાંધવી ફાયદા કારક છે.

اِنَّ الَّذِيْنَ فَتَنُوا الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ ثُمَّ لَمْ يَتُوْبُوْا فَلَهُمْ عَذَابُ جَهَنَّمَ وَلَهُمْ عَذَابُ الْحَرِيْقِ ط ﴿۱۰﴾

**ઇન્ન લઝી-ન ફ-તનુલ મુઅ્મિની-ન વલ મુઅ્મિનાતિ ષુમ્મ લમ યતૂબૂ ફ-લહુમ અઝાબુ જહન્ન-મ વ લહુમ અઝાબુલ હરીક.**

(સૂરએ બુરૂજ, પારહ : 30, આયત નં. 10)

## ﴾54﴿ આધાશીશી માટે

આધાશીશીના બીમારના માથા પર જો આ આયત લખીને બાંધવામાં આવે અને વરસાદના પાણી પર અગિયાર (11) વખત પઢીને પિવડાવવામાં આવે તો اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ બીમારીથી શિફા થઈ જશે.

**કાલૂ હર્રિકુહુ વન્સુરૂ આલિહ-તકુમ ઇન કુન્તુમ ફાઇલીન. કુલના યા નારુ કૂની બરદંવ્ વ સલામા**

## ﴾55﴿ જુનૂન (પાગલ) પણું

સાત કુંવાના પાણી લઈને તેના પર સૂરએ મુઅવ્વઝતૈન (સૂરએ ફલક અને સૂરએ નાસ) પઢી પાણી પર દમ કરીને બીમારને પિવડાવવામાં આવે.

## ﴾56﴿ હિઝયાન (માથાની એક પ્રકારની બીમારી)

બીમારના માથા પર આ આયત લખીને બાંધવામાં આવે તો اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ હિઝયાન દૂર થઈ જશે. આયત આ છે :

لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْٓ اَيْمَانِكُمْ

**લા યુઆખિઝુકુમુલ્લાહુ બિલ્લગ્વી ફી અય્માનિકુમ**

(સૂરએ બકરહ, પારહ 2, આયત નં. 225)

## ﴾57﴿ વહેમ (શંકાની) બીમારી માટે

જે કોઈ ને વહેમની બીમારી હોય તો એના પર (11) વખત મુઅવ્વઝતૈન (સૂરએ ફલક-સૂરએ નાસ) અને (11) વખત આ આયત પઢીને દમ કરવામાં આવે : શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

مَا جِئۡتُمۡ بِهِ ۙ السِّحۡرُ ؕ اِنَّ اللّٰهَ سَیُبۡطِلُهٗ ؕ اِنَّ اللّٰهَ لَا یُصۡلِحُ عَمَلَ الۡمُفۡسِدِیۡنَ ﴿۸۱﴾

**મા જિઅ્તુમ બિહિસ્સિહ્રુ, ઇન્નલ્લા-હ સયુબ્તિલુહૂ ઇન્નલ્લાહ લા યુસ્લિહુ અ-મ-લલ્ મુફ્સિદી-ન**

(સૂરએ યૂનુસ, પારહ 11, આયત નં. 81)

## 《58》 આંખોના દુખાવા માટે

ફજરની સુન્નત અને ફર્ઝ દરમિયાન સૂરએ મુલ્ક પઢીને દમ કરવું આંખોના દુખાવાને દૂર કરવા માટે ઘણું લાભદાયક છે.

## 《59》 નાખુના (આંખની એક બીમારી)

ત્રણ વખત સૂરએ ઈખ્લાસ **(કુલ હુ વલ્લાહુ અહદ)** પઢીને આંખો પર દમ કરવામાં આવે તો اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ નાખુનાની તકલીફ દૂર થઈ જશે.

## 《60》 મોતીયા માટે

દરેક ફર્ઝ નમાઝ પછી આ આયતને ત્રણ વખત પઢીને આંગળી પર દમ કરીને આંખોં પર ફેરવવામાં આવે મોતીયા માટે આ દુઆ ઘણીજ ફાયદા કારક છે.

فَكَشَفْنَا عَنْكَ غِطَآءَكَ فَبَصَرُكَ الْيَوْمَ حَدِيْدٌ ﴿۲۲﴾

**ફ-ક શફ્ના અન્ક ગિતાઅ-ક ફ-બસરુકલ્ યૌમ હદીદ.**

(સૂરએ કૅ, પારહ 26, આયત નં. 22)

## 《61》 આંખોના ઝખમ માટે

સૂરએ હુમઝહ પઢીને આંખોના ઝખમ પર દમ કરવામાં આવે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ બીમારીથી શિફા થઈ જશે.

## ﴾62﴿ કમળાથી શિફા માટે

જેને કમળો થઈ ગયો હોય તેને દસ (10) વખત આ આયતે શરીફા પાણી પર દમ કરીને પિવડાવવાથી اِنْ شَآءَاللهعَزَّوَجَلَّ કમળામાં ઘણોજ લાભ થશે :

سَبَّحَ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ①

**સબ્બ-હ લિલ્લાહિ મા ફિસ્સમાવાતિ વમા ફિલઅર્દિ વહુવલ્ અઝીઝુલ હકીમ.** (સૂરએ સફ, પારહ 28, આયત નં. 1)

## ﴾63﴿ નજર તેજ કરવા માટે

દરેક ફર્ઝ નમાઝ પછી શરૂઆતમાં અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ અને અગિયાર (11) વખત يَا نُوْرُ ! يَااللهُ **યા નૂરુ યા અલ્લાહુ** પઢીને શહાદતની આંગળી પર દમ કરીને આંખોં પર ફેરવવામાં આવે. નઝરની કમજોરી માટે લાભ દાયક છે.

## ﴾64﴿ કાનના દુખાવા માટે

જો કોઈને કાનમાં દુખાવો થતો હોય તો આ આયતને સરસીયાના તેલ પર દમ કરીને કાનમાં ટપકાવવામાં આવે. اِنْ شَآءَاللهعَزَّوَجَلَّ દુખાવો દૂર થઈ જશે. તે આયત આ છે.

اِنَّ السَّمْعَ وَالْبَصَرَ وَالْفُؤَادَ كُلُّ اُولٰٓئِكَ كَانَ عَنْهُ مَسْـُٔوْلًا ۝

**ઇન્નસ્સમ્અ વલ બ-સ-ર વલ ફુઆ-દ કુલ્લુ ઉલાઇ-ક કા-ન અન્હુ મસ્ઊલા.**

## ﴾65﴿ કાનનું વહેવુ

જો કોઈને કાન વહેતો હોય (રસી નીકળતી હોય) તો સૂરએ અઅ્લા ત્રણ વખત પઢીને કાનમાં દમ કરવામાં આવે.

## 《66》 બહેરાપણું

જો કોઈ માણસ ઓછું સાંભળતો હોય તો આ આયતને સાત વખત પઢીને દમ કરવામાં આવે.

وَاِذَا قُرِئَ الْقُرْاٰنُ فَاسْتَمِعُوْا لَهٗ وَاَنْصِتُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ۝

**વ ઇઝા કુરિઅલ કુરઆનુ ફસ્તમિઊ લહૂ વ અન્સિતૂ લઅલ્લકુમ તુર-હમૂન.** (સૂરએ આઅરાફ, પારહ 9, આયત નં. 204)

## 《67》 નક્સીર ફુટવી

જો કોઈ માણસને નક્સીર ફુટી હોય તો આ આયત ને અગિયાર (11) વખત પાણી પર દમ કરીને પિવડાવવામાં આવે તો اِنْ شَآءَ اللّٰه عَزَّوَجَلَّ લોહીનું આવવું બંધ થઈ જશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

وَمَا مُحَمَّدٌ اِلَّا رَسُوْلٌ ۚ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ؕ

اَفَاۡىِٕنْ مَّاتَ اَوْ قُتِلَ انْقَلَبْتُمْ عَلٰۤى اَعْقَابِكُمْ ؕ

**વમા મુહમ્મદુન્ ઇલ્લા રસૂલ. કદ્ ખલત્ મિન કબ્લિહિર્રુસુલ, અ-ફ ઇમ્મા-ત અવ્ કુતિલન્ કલબ્તુમ અલા અઅ્કાબિકુમ.**

(સૂરએ આલે ઈમરાન, પારહ : 4 આયત નં. 144)

## 《68》 શર્દી સળેખમ માટે

જો કોઈ વ્યકિતને શર્દીના કારણે વારંવાર છીંકો આવતી હોય તો આ આયત ને અગિયાર (11) વખત કોઈ ખાવાની વસ્તુ પર દમ કરીને બીમારને ખવડાવવામાં આવે.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْۤ اَنْزَلَ عَلٰى عَبْدِهِ الْكِتٰبَ

وَلَمْ يَجْعَلْ لَّهٗ عِوَجًا ؕ۝

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અન્ઝ-લ અલા અબ્દિહિલ કિતા-બ વલમ્ યજ્અલ્ લહૂ ઇ-વ-ઝા.** (સૂરએ કહફ, પારહ 15, આયત નં. 1)

## ⟪69⟫ દાંત હલતો હોય તો

વિત્રની નમાઝની પહેલી રકાતમાં **ઈઝા-જા-અ નસ્રુલ્લાહિ** અને બીજી રકાતમા **તબ્બત યદા** અને ત્રીજી રકાતમાં **કુલ હુ વલ્લાહુ અહદ** ને પાબન્દી સાથ પઢવાથી દાંતની તમામ તક્લીફો દૂર થઈ જશે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ

## ⟪70⟫ વાતચીતમાં રૂકાવટ (તોતડાપણું)

જો કોઈ માણસ બરાબર બોલી શકતો ન હોય બોલવામાં તોતડાતો હોય તો પાંચે નમાઝો પછી (21) વખત આ આયત ને પઢી લે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ ઘણોજ ફાયદો થશે.

رَبِّ اشْرَحْ لِیْ صَدْرِیْ ۙ﴿۲۵﴾ وَیَسِّرْ لِیْۤ اَمْرِیْ ۙ﴿۲۶﴾

وَاحْلُلْ عُقْدَةً مِّنْ لِّسَانِیْ ۙ﴿۲۷﴾ یَفْقَهُوْا قَوْلِیْ ۪﴿۲۸﴾

**રબ્બિશ્રહ્લી સદ્રી વયસ્સિર્-લી અમ્રી, વહ્ લુલ ઉક્દતમ્મિલ્લિસાની. યફ્કહૂ કૌલી.**

(સૂરએ તાહા, પારહ 12, આયત નં. 28)

## ⟪71⟫ જીભનો સોજો

એકતાલીસ (41) વખત આ આયતને પઢીને દમ કરવામાં આવે તો જીભનો સોજો દૂર થઈ જશે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ

اِنَّ اللّٰهَ یُمْسِكُ السَّمٰوٰتِ وَالْاَرْضَ اَنْ تَزُوْلَا ۚ۬ وَلَىِٕنْ زَالَتَاۤ اِنْ اَمْسَكَهُمَا مِنْ اَحَدٍ

مِّنْۢ بَعْدِهٖ ؕ اِنَّهٗ كَانَ حَلِیْمًا غَفُوْرًا ﴿۴۱﴾

**ઇન્નલ્લાહ યુમ્સિકુસ્સમાવાતિ વલ અર્દ અન તઝૂલા, વ લઈન ઝા-લતા ઇન અમ્સકહુમા મિન અહદિમ મિમ બઅદિહી, ઇન્નહૂ કાન હલીમન ગફૂરા.** (સૂરએ ફાતિર, પારહ : 22 આયત નં. 41)

## ﴾72﴿ લકવામાં રાહત માટે

જો કોઈ માણસને લકવા થઈ ગયો હોય તો એને આયત લખીને તાવીઝ બનાવીને તેના ગળામાં લટકાવી દેવામાં આવે તો اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ ઝરૂર ફાયદો થશે.

قَدْ نَرٰى تَقَلُّبَ وَجْهِكَ فِي السَّمَآءِ ۚ فَلَنُوَلِّيَنَّكَ قِبْلَةً تَرْضٰىهَا ۪ فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ؕ

**કદ નરા તકલ્લુબ વજહિ-ક ફિસ્સમાઇ ફલ નુવલ્લિયન્નક કિબ્લતન તર્દાહા, ફવલ્લિ વજહ-ક શતરલ મસ્જિદિલ હરામ.**

(સૂરએ બકરહ, પારહ 2, આયત નં. 144)

## ﴾73﴿ મોઢામાં ચાંદી હોય તો

જો કોઈ માણસના મોઢામાં ચાંદી હોય તો સૂરએ કૌસર એકવીસ (21) વખત બદામ પર દમ કરીને તેને ઘસીને મોઢાની ફોલ્લીઓ અને ચાંદી પર ઘસવામાં આવે તો اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ શિફા થઈ જશે. દુરૂદ શરીફની કસરત કરે.

## ﴾74﴿ ગળામાં ગાંઠ અને દુખાવો હોય તો

ગળાની ખરાશ અને દુખાવા માટે એક સૌ એક (101) વખત આ આયતને ગાયના માખણ પર દમ કરીને ગળામાં લગાવે અને એજ આયતને સાત વખત મીઠા (નમક) પર પઢીને લગાવે, اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ ફાયદો થઈ જશે.

فَلَوْلَآ اِذَا بَلَغَتِ الْحُلْقُوْمَ ۙ﴿۸۳﴾ وَاَنْتُمْ حِيْنَئِذٍ تَنْظُرُوْنَ ۙ﴿۸۴﴾

**ફલવ્ લા ઇઝા બ-લ-ગતિલ હુલ્કૂમ. વ અન્તુમ હી-નઈઝીન તન્ઝુરૂન.** (સૂરએ વાકિઆ, પારહ 27, આયત નં. 83-84)

## ﴾75﴿ ગર્દનના દુખાવા માટે

ગર્દનના દુખાવા માટે આ આયતને કાગળ યા કપડા પર લખીને ગળામાં લટકાવવામાં આવે ઘણુંજ ફાયદાકારક છે.

اِنَّا جَعَلۡنَا فِیۡۤ اَعۡنَاقِہِمۡ اَغۡلٰلًا فَہِیَ اِلَی الۡاَذۡقَانِ فَہُمۡ مُّقۡمَحُوۡنَ ﴿۸﴾

**ઇન્ના જઅલ્ના ફી અઅ્નાકિહિમ અગ્લાલન ફહિય ઇલલ અઝ-કાનિ ફહુમ મુક્મહૂન.** (સૂરએ યાસીન, પારહ 22, આયત નં. 8)

## ﴾76﴿ હેડકી બંધ કરવા માટે

ત્રણ શ્વાસમાં પાણી પીએ અને દરેક શ્વાસ પર સાત વખત ! یَاحَفِیۡظُ **યા હફીઝુ** (નિગેહબાન) પઢવામાં આવે. اِنۡ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ હેડકી બંધ થઈ જશે.

## ﴾77﴿ છાતીનો દુખાવો

છાતીના દુખાવામાં રાહત માટે આ આયતને લખીને ગળામાં બાંધવુ ફાયદાકારક છે.

اَفَمَنۡ شَرَحَ اللّٰہُ صَدۡرَہٗ لِلۡاِسۡلَامِ

**અ-ફ-મન્ શર-હલ્લાહુ સદ્રહૂ લિલ ઇસ્લામ.**

(સૂરએ ઝુમર, પારહ 23, આયત નં. 22)

## ﴾78﴿ ખાંસીમાં રાહત માટે

સૂરએ ઈખ્લાસ **(કુલ હુ વલ્લાહુ અહદ)** એકતાલીસ (41) વખત પાણી પર દમ કરીને પિવડાવવું ખાંસી થી શિફા માટે ઘણું જ ફાયદાકારક છે.

## ﴾79﴿ ફેફસાના દુખાવા માટે

જો કોઈના ફેફસામાં દુખાવો થતો હોય અથવા પાણી ભરાઈ ગયું હોય તો શરૂ અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢીને પાણી પર

દમ કરીને એકતાલીસ (41) દિવસ સુધી લગાતાર બીમારને પિવડાવવામાં આવે. ઘણો જ ફાયદાકારક અમલ છે.

اَلرَّحْمٰنُ ۙ﴿۱﴾ عَلَّمَ الْقُرْاٰنَ ؕ﴿۲﴾ خَلَقَ الْاِنْسَانَ ۙ﴿۳﴾ عَلَّمَهُ الْبَيَانَ ﴿۴﴾ اَلشَّمْسُ وَالْقَمَرُ بِحُسْبَانٍ ۪﴿۵﴾ وَّالنَّجْمُ وَالشَّجَرُ يَسْجُدٰنِ ﴿۶﴾ وَالسَّمَآءَ رَفَعَهَا وَوَضَعَ الْمِيْزَانَ ۙ﴿۷﴾ اَلَّا تَطْغَوْا فِى الْمِيْزَانِ ﴿۸﴾ وَاَقِيْمُوا الْوَزْنَ بِالْقِسْطِ وَلَا تُخْسِرُوا الْمِيْزَانَ ﴿۹﴾ وَالْاَرْضَ وَضَعَهَا لِلْاَنَامِ ۙ﴿۱۰﴾ فِيْهَا فَاكِهَةٌ ۪ۙ وَّالنَّخْلُ ذَاتُ الْاَكْمَامِ ۖ﴿۱۱﴾ وَالْحَبُّ ذُو الْعَصْفِ وَالرَّيْحَانُ ۚ﴿۱۲﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿۱۳﴾ خَلَقَ الْاِنْسَانَ مِنْ صَلْصَالٍ كَالْفَخَّارِ ۙ﴿۱۴﴾ وَخَلَقَ الْجَآنَّ مِنْ مَّارِجٍ مِّنْ نَّارٍ ۚ﴿۱۵﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿۱۶﴾ رَبُّ الْمَشْرِقَيْنِ وَرَبُّ الْمَغْرِبَيْنِ ۚ﴿۱۷﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿۱۸﴾ مَرَجَ الْبَحْرَيْنِ يَلْتَقِيٰنِ ۙ﴿۱۹﴾

**અર્રહ્માન અલ્લમલ્ કુરઆન ખલકલ્ ઇન્સા-ન અલ્લમહુલ્ બયાન અશ્શમ્સુ વલ્કમરૂ બિ-હુસ્બાનિંવ્ વન્નજમુ વશ્શ-જરુ યસ્જુદાન વસ્સમા-અ રફ-અહા વ-વ-દ અલ્ મીઝાન અલ્લા તત્ગવ ફિલ મીઝાન વ અકીમુલ વઝ્ન બિલ્કિસ્તિ વલા તુખ્સિરુલ મીઝાન. વલ અર્દ વ-દ-અહા લિલ્અનામિ. ફીહા ફાકિ-હતુંવ્વન્નખ્લુ ઝાતુલ અક્મામ. વલ્હબ્બુ ઝુલ અસ્ફિ વર્રય્હાન. ફ-બિઅય્યિ આલાઈ રબ્બિકુમા તુકઝ્ઝિબાન. ખ-લ-કલ્ ઇન્સાન-મિન સલ્સાલિન કલ્ફખ્ખારિ. વ ખ-લ-કલ જાન્ન મિમ્મારિજિમ મિન્નાર. ફ-બિઅય્યિ આલાઈ રબ્બિકુમા તુકઝ્ઝિબાન. રબ્બુલ મશ્રિકય્નિ વ રબ્બુલ મગ્રિબય્નિ. ફ-બિઅય્યિ આલાઈ રબ્બિકુમા તુકઝ્ઝિબાન. મ-ર-જલ્ બહ્રયનિ...છેવટ સુધી** (સૂરએ રહમાન, પારહ 27, આયત નં. 27)

## ﴾80﴿ દિલના દર્દ (હાર્ટએટેક) થી બચવા માટે

જો કોઈની છાતીમાં દુખાવો હોય તો આ આયત લખીને તેને તાવીઝ બનાવીને ગળામાં એવી રીતે લટકાવવામાં આવે કે તાવીઝ છાતી પર લટકેલું રહે દર્દ ખતમ થઈ જશે. اِنْ شَآءَ اللّٰہ عَزَّوَجَلَّ

يَخْرُجُ مِنْۢ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ اَلْوَانُهٗ فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ ط

**યખ્રુજુ મિમ બુતૂનિહા શરાબુમ મુખ્તલિફુન અલવાનુહૂ ફીહિ શિફાઉલ્લિન્નાસિ.** (સૂરએ નહલ, પારહ : 14, આયત નં. 69)

## ﴾81﴿ દિલનું ધડકવું

જો કોઈના દિલ (છાતીના) ધબકારા વધ ઘટ થતા હોય તો આ આયતને લખીને ગળામાં એ પ્રમાણે લટકાવે કે એ તાવીઝ એના દિલ (છાતી) પર રહે તે દુઆ આ છે.

لَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ۔

**લા હવલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.**

## ﴾82﴿ માણસ કૌમામાં જતો રહ્યો હોય તો

જે માણસ આઈ.સી.યુ અથવા કૌમામાં જતો રહ્યો અને તેના બચવાની ઉમ્મીદ ન હોય તો એવા મરીઝ (બીમારને) નીચેની આયત લખીને તેને તાવીઝ બનાવીને ગળામાં બાંધવું અને કાચની રકાબી પર લખીને ધોઈને પિવડાવવું ઘણુજ ફાયદાકારક છે.

قُلْ يٰعِبَادِيَ الَّذِيْنَ اَسْرَفُوْا عَلٰٓى اَنْفُسِهِمْ لَا تَقْنَطُوْا مِنْ رَّحْمَةِ اللّٰهِ ط اِنَّ اللّٰهَ يَغْفِرُ الذُّنُوْبَ جَمِيْعًا ط اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿۵۳﴾

**કુલ યા ઇબાદિયલ્લઝીન અસરફૂ અલા અન ફુસિહિમ લા તક્નુતૂ મિર્રહમતિલ્લાહ. ઇન્નલ્લાહ યગ્ફિરુઝ્ઝુનૂબ જમીઅન ઇન્નહૂ હુવલ ગફૂરુર્રહીમ.** (સૂરએ ઝુમર, પારહ : 24 આયત નં. 53)

## ﴾83﴿ જઠરના દુખાવા માટે

જેના જઠરમાં દુખાવો હોય તેને ફજરની નમાઝ પછી એકવીસ (21) વખત આ આયતને પાણી પર દમ કરીને એકવીસ (21) દિવસ સુધી પિવડાવવામાં આવે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

رَبَّنَا لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً ۚ اِنَّكَ اَنْتَ الْوَهَّابُ ﴿٨﴾

**રબ્બના લા તુઝિગ્ કુલૂબના બઅ્દ ઇઝ્ હદય તના વહબ લના મિલ્લદુન્ક રહ્મહ. ઇન્નક અન્તલ વહ્હાબ.**

(સૂરએ આલે ઈમરાન, પારહ 3, આયત નં. 8)

## ﴾84﴿ પેટના દુખાવા માટે

જો કોઈના પેટમાં દુખાવો હોય તો સાત વખત આ આયતને મીઠા પર દમ કરીને બીમારને ચટાડવામાં આવે.

وَاللّٰهُ اَخْرَجَكُمْ مِّنْۢ بُطُوْنِ اُمَّهٰتِكُمْ

**વલ્લાહુ અખ્રજ-કુમ મિમ બુતૂની ઉમ્મહાતિકુમ.**

(સૂરએ નહલ, પારહ : 14)

## ﴾85﴿ તરસ વધારે લાગવી

જો કોઈને વધુ તરસ લાગતી હોય તો આ આયતને સાત વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવવાથી ઘણો ફાયદો થશે.

وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءًۢ بِقَدَرٍ فَاَسْكَنّٰهُ فِي الْاَرْضِ

**વ અન્ઝલ્ના મિનસ્સમાઈ મા-અમ્ બિ-ક-દ-રિન ફ અસ્કન્નાહુ ફિલ અર્દિ.** (સૂરએ શુઅરા, પારહ 18, આયત નં. 8)

## 《86》 ભુખ ઓછી લાગતી હોય તો

જો કોઈને ભુખ ઓછી લાગતી હોય તો આ આયતને એકતાલીસ (41) વખત પઢીને ખાવા પર દમ કરીને તેને ખવડાવવામાં આવે.

هُوَ يُطْعِمُنِيْ وَيَسْقِيْنِ ۙ

**હુ-વ યુત્ઇમુની વ યસ્કીન.**

(સૂરએ શુઅરા, પારહ 19, આયત નં. 79)

## 《87》 ગુર્દાના દુખાવા માટે

ગુર્દાના દુખાવા માટે આ આયતને એકવીસ વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવવાથી ફાયદો થશે. اِنْ شَآءَ اللہ عَزَّوَجَلَّ

وَهُوَ الَّذِيْ يُرْسِلُ الرِّيٰحَ بُشْرًۢا بَيْنَ يَدَيْ رَحْمَتِهٖ ؕ حَتّٰۤى اِذَاۤ اَقَلَّتْ سَحَابًا ثِقَالًا سُقْنٰهُ لِبَلَدٍ مَّيِّتٍ فَاَنْزَلْنَا بِهِ الْمَآءَ فَاَخْرَجْنَا بِهٖ مِنْ كُلِّ الثَّمَرٰتِ ؕ كَذٰلِكَ نُخْرِجُ الْمَوْتٰى لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ

**વહુ-વલ્લઝી યુરસિલુર્રિયા-હ બુશ્રમ્ બય્ન યદય્ રહ્મતિહ હત્તા ઇઝા અકલ્લત સહાબન્ ષિકાલન સુકનાહુ લિ-બલદિમ મય્યિતીન ફ અન્ઝલના બિહિલ મા-અ ફ અખ્રજના બિહી મિન કુલ્લિષ્ષમરાતિ, કઝાલિ-ક નુખ્રિજુલ મૌતા લઅલ્લકુમ તઝક્કરુન.**

(સૂરએ આઅરાફ, પારહ : 8 આયત નં. 57)

## ﴾88﴿ પેશાબની નળીના દુખાવા માટે

પેશાબની નળીમાં દુખાવો હોય તો અગિયાર (11) દિવસ સુધી આ આયતને અગિયાર (11) વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવવાથી ઘણો ફાયદો થશે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

قُلْ یٰعِبَادِیَ الَّذِیْنَ اَسْرَفُوْا عَلٰۤى اَنْفُسِهِمْ لَا تَقْنَطُوْا مِنْ رَّحْمَةِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ یَغْفِرُ الذُّنُوْبَ جَمِیْعًا ؕ اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِیْمُ ﴿۵۳﴾

**કુલ યા ઇબાદિયલ્લઝી-ન અસ-રફૂ અલા અન્ફુસિહિમ લા તક્નતૂ મિર્રહમતિલ્લાહ. ઇન્નલ્લા-હ યગ્ફિરુઝ ઝુનૂ-બ જમીઆ, ઇન્નહૂ હુવલ ગફૂરુર્રહીમ.** (સૂરએ ઝુમર, પારહ 24, આયત નં. 53)

## ﴾89﴿ પેશાબ બંધ થઈ જાય તો

જો કોઈને પેશાબ આવતો બંધ થઈ જાય તો ઈક્કોતેર (71) વખત આ આયતને પઢીને પાણી પર દમ કરીને બીમારને પિવડાવવામાં આવે અને લખીને ગળામાં બાંધવામાં આવે તો اِنْ شَآءَ اللّٰه عَزَّوَجَلَّ પેશાબ ચાલુ થઈ જશે.

وَاِذِ اسْتَسْقٰى مُوْسٰى لِقَوْمِهٖ فَقُلْنَا اضْرِبْ بِّعَصَاكَ الْحَجَرَ ؕ فَانْفَجَرَتْ مِنْهُ اثْنَتَا عَشْرَةَ عَیْنًا ؕ قَدْ عَلِمَ كُلُّ اُنَاسٍ مَّشْرَبَهُمْ ؕ كُلُوْا وَاشْرَبُوْا مِنْ رِّزْقِ اللّٰهِ وَلَا تَعْثَوْا فِی الْاَرْضِ مُفْسِدِیْنَ ﴿۶۰﴾

**વ ઇઝિસ્તસ્કા મૂસા લિ-કૌમિહી ફકુલ્નદ્રિબ બિ-અસાકલ હજર, ફન્ફજરત મિન્હુષ્નતા અશ્રર-ત અય્ના, કદ અલિ-મ કુલ્લુ ઉનાસિમ્ મશ્રરબહુમ, કુલૂ વશરબૂ મિર રિઝ્કિલ્લાહિ વલા તઅ-ષવ ફિલ અર્દિ મુફ્સિદીન.** (સૂરએ બકરહ, પારહ 1, આયત નં. 60)

## ﴾90﴿ જિર્યાન (મર્દને) ધાત જતી હોય તો

જિર્યાનના મરીઝ (બીમારને) સૂરએ હુજુરાત ત્રણ વખત પાણી પર દમ કરીને એકતાલીસ (41) દિવસ સુધી પિવડાવવામાં આવે اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ શિફા થઈ જશે.

## ﴾91﴿ નામર્દી દુર કરવા માટે

જો કોઈ માણસ હમબિસ્તરી કરવા પર કુદરત (તાકત) ધરાવતો ન હોય તો તેને ફજરની નમાઝ પછી આ આયતને મરઘીના ઈંડા પર દમ કરીને એકતાળીસ (41) દિવસ સુધી લગાતાર ખવડાવવામાં આવે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ તે હમબિસ્તરી કરવા પર શક્તિમાન થઈ જશે.

يٰۤاَيُّهَا النَّاسُ اتَّقُوْا رَبَّكُمُ الَّذِىْ خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّخَلَقَ مِنْهَا زَوْجَهَا وَبَثَّ مِنْهُمَا رِجَالًا كَثِيْرًا وَّنِسَآءً ۚ وَاتَّقُوا اللّٰهَ الَّذِىْ تَسَآءَلُوْنَ بِهٖ وَالْاَرْحَامَ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلَيْكُمْ رَقِيْبًا ۝۱

**યા અય્યુહન્નાસુત્તકૂ રબ્બકુમુલ્લઝી ખ-લ-ક-કુમ મિન નફ્સિંવ વાહિદતિંવ વ ખ-લ-ક મિન્હા ઝૌજહા વ બષ્ષ મિન્હુમા રિજાલન કષીરંવ વ નિસાઅન, વત્તકુલ્લાહ-લ્લઝી તસાઅલૂ-ન બિહી, વલ અર્હામ, ઇન્નલ્લા-હ કા-ન અલયકુમ રકીબા.**

(સૂરએ નિસા, પારહ : 4 આયત નં. 1)

## ﴾92﴿ એહતિલામ વધારે થતું હોય તો

સૂતી વખતે સૂરએ નૂહને પઢી લેવામાં આવે તો એહતિલામ થવાથી اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ હિફાઝત થઈ જશે.

## ﴾93﴿ બવાસીર (મસા)

દર રોજ સાત (7) વખત આ ઈસ્મે આઝમ ! يَا مَالِكُ **યા માલિકુ**

(તમામ જહાંનનો માલિક)નો એકતાલીસ (41) દિવસ સુધી વિર્દ કરવાથી બવાસીર (મસામાં) اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ ઘણોજ ફાયદો થશે.

## 《94》 સ્ત્રી ને દૂધ ઓછું આવતું હોય તો

જો કોઈ સ્ત્રીને છાતીમાં દૂધ પૈદા ન થતું હોય તો તે સ્ત્રી એક સૌ એક (101) વખત :

وَهِيَ تَجْرِيْ بِهِمْ فِيْ مَوْجٍ كَالْجِبَالِ قف

**વહિ-ય તજરી બિહિમ ફી મવ્જિન કલ્ જિબાલ.**

(સૂરએ હૂદ, પારહ 12, આયત નં. 42)

તથા એક સૌ એક (101) વખત فِيْهِمَا عَيْنٰنِ تَجْرِيٰنِ **ફીહિમા અય્નાનિ તજ્રિયાન**. (સૂરએ રહમાન, પારહ 27, આયત નં. 50)

આ આયતને વરસાદના પાણી પર દમ કરી પિવડાવવામાં આવે તો اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ ખૂબ પ્રમાણમાં દૂધ આવતું થઈ જશે.

## 《95》 પિસ્તાન (સ્તન) માં સોજો થઈ જાય તો

જો કોઈ સ્ત્રીને પિસ્તાન(સ્તન)માં વરમ સોજો આવી ગયો હોય તો સૂરએ ઈખ્લાસ (**કુલ હુ વલ્લાહુ અહદ**) અને મુઅવ્વઝતૈન (**સૂરએ ફલક અને સૂરએ નાસ**) દસ દસ વખત પાણી પર દમ કરીને સ્ત્રીને પિવડાવવામાં આવે તો اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ સોજો દૂર થઈ જશે.

## 《96》 સ્ત્રીને ધાત જતી હોય તો

જો કોઈ સ્ત્રીને ધાત જતી હોય અથવા સફેદ પાણી નીકળતુ હોય તો ત્રણ સૌ (300) વખત આ આયતને ગુલાબના પાણી પર દમ કરીને એકતાલીસ (41) દિવસ સુધી પિવડાવવામાં આવે. اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ બીમારી દૂર થઈ જશે.

وَيَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ۔ وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ بِحَقِّ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ۔

**વયશ્ફિ-સુદુ-ર કવ્મિમ્ મુઅ્મિનીન. વ નુનઝ્ઝિલુ મિનલ કુરઆની મા હુવ શિફાઉન બિહક્કિ ઇય્યા-ક નઅ્બુદુ વ ઇય્યા-ક નસ્તઇન.**

## ﴾97﴿ હૈજ માસિક ઓછુ આવતું હોય તો

જો કોઈ સ્ત્રીને હૈઝ માસિક ઓછુ આવતુ હોય તો દર રોજ ત્રણ સો એકતાલીસ (341) વખત આ આયતને ઝમ ઝમ ના પાણી પર દમ કરીને અગિયાર દિવસ સુધી પિવડાવવામાં આવે.

لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحَانَكَ اِنِّیْ كُنْتُ مِنَ الظّٰلِمِیْنَ۔

**લા ઇલા-હ ઇલ્લા અન્ત સુબ્હાન-ક ઇન્ની કુન્તુ મિનઝ્ ઝાલિમીન.**

## ﴾98﴿ હૈજ માસિક વધારે આવતુ હોય તો

જો કોઈ સ્ત્રીને હૈઝ વધુ પ્રમાણમાં આવતું હોય તો આ આયતને લખીને પેટ પર બાંધવામાં આવે.

صُمٌّ بُكْمٌ عُمْیٌ فَهُمْ لَا یَرْجِعُوْنَ۔

**સુમ્મુમ્ બુક્મુન ઉમ્યુન ફહુમ લા યર્જિઊન**

(સૂરએ બકરહ, પારહ : 1)

## ﴾99﴿ બુખાર (તાવ)

દરેક પ્રકારના તાવમાં આ દુઆને ત્રણ દિવસ સુધી દર રોજ કાગળ પર લખીને એ કાગળને પીવાના પાણીમાં નાખી બીમારને સવારે નરણા કોઠે પિવડાવવાથી ઘણોજ ફાયદો થશે.

قُلْنَا یٰنَارُ كُوْنِیْ بَرْدًا وَّ سَلٰمًا عَلٰۤی اِبْرٰهِیْمَ۔

**કુલ-ના યા નારુ કૂની બરદંવ વ-સલામન અલા ઇબ્રાહીમ.**

## 《100》 જ્યાં સુધી ઘરે પરત ન આવશે, હિફાઝતમાં રહેશે

ઘરેથી નિકળવાથી પહેલા **આયતુલ કુર્સી** પઢી લે. જ્યાં સુધી ઘરે પરત- પાછો ન આવે કોઈ આફત મુસીબત તેને પહોંચશે નહીં સૂવાથી પહેલા **સૂરએ કુરૈશ** પૂરી સૂરત પઢવી અમ્ન (સલામતીનો) ઝરીયો તેમજ દરેક નુક્સાનથી બચાવે છે.

## 《101》 ખરાબ આદત છોડવાનો અમલ

જ્યારે તમારું કોઈ જાનવર યા ગુલામ (નૌકર) અથવા ઔલાદની આદત ખરાબ થઈ જાય અને તે શરારત કરવા લાગે તો તેના કાનમાં આ આયત પઢીને ફૂંકી દે (દમ) કરી દે. (જાગતામાં ન પઢી શકે તો તે સૂઈ જાય ત્યારે પઢે.)

اَفَغَيْرَ دِيْنِ اللّٰهِ يَبْغُوْنَ وَلَهٗۤ اَسْلَمَ مَنْ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ طَوْعًا وَّكَرْهًا وَّاِلَيْهِ يُرْجَعُوْنَ۝

**અ-ફ ગૈર દીનિલ્લાહિ યબ્ગુ-ન વ-લ-હૂ અસ્લ-મ મન ફિસ્સમાવાતિ વલ અર્દિ તવ્અંવ્ વ કરહંવ વ ઇલ્યહિ યુર્જઊન**

(સૂરએ આલે ઈમરાન, પારહ : 3 આયત નં. 83)

## 《102》 ગમ ફિક્ર દૂર કરવા માટેનો નુસ્ખો

અબૂ દાઉદ શરીફમાં છે કે જે માણસ આ દુઆને સવારે સાત (7) વખત અને સાંજે સાત (7) વખત પઢી લેશે તો અલ્લાહ તઆલા તેના દુનિયા અને આખિરતના તમામ ગમ અને ફિક્રથી કાફી થઈ જશે. તે દુઆ આ છે :

حَسْبِیَ اللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ

**હસ્બિયલ્લાહુ લા ઇલા-હ ઇલ્લાહુવ, અલયહિ તવક્કલ્તુ વહુ-વ રબ્બુલ અર્શિલ અઝીઝ.** (સૂરએ યુનૂસ)

## 《103》 સત્તાધીશ યા શૌહર મહેરબાન થઈ જશે

જે માણસ પોતાના હાકિમ સત્તાધીશ થી તંગ (પરેશાન) હોય હાકિમ ચાહે પોતાનો શૌહર હોય યા બીજા કોઈ હોય જેના હાથ નીચે મુસીબતોનો સામનો હોય તે આ આયતને સિત્તેર (70) વખત (શરૂઆતમાં અને છેવટમાં દુરૂદ શરીફ પઢીને) દુઆ કરે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ બાદશાહ યા શૌહર મહેરબાન થઈ જશે.

اَللّٰهُ لَطِيْفٌۢ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ ۚ وَهُوَ الْقَوِيُّ الْعَزِيْزُ ﴿۱۹﴾

**અલ્લાહુ લતીફુમ બિઇબાદિહી યરઝુકુ મંય્ યશા-ઉ વહુવલ કવિય્યુલ અઝીમ.** (સૂરએ શુઅરા)

## 《104》 બાહ્ય તથા આંતરિક માલદારી પ્રાપ્ત થશે

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ** ને 800 વખત દર રોજ પઢવું અજીબ કિમીયો છે. એનાથી તમામ બાહ્ય તથા આંતરિક ફુતુહાત (બરકતો) હાસિલ થાય છે.

હઝરતે શૈખ અબ્દુલ કાદિર જીલાની ગૌષે પાક رَحْمَةُ اللهِ تَعَالٰی عَلَيْه એ ગુન્યતુત્તાલિબીનમાં આ વિર્દને ઘણો જ મુજર્રબ લખેલ છે. અમુકનું કથન છે કે આ ઈસ્મે આઝમ છે.

## 《105》 દિમાગ ખુલી જશે (યાદ શક્તિ) માટે

786 વખત بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ **બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ** ને પઢીને પાણી પર દમ કરીને સૂરજ ગુરૂબ થતી વખતે પિવડાવે તો اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ દિમાગ ખુલી જશે.

## ﴾106﴿ જાઈઝ મહોબ્બત માટે

786 વખત بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ **બિસ્મિલ્લાહિર્રમાનિર્રહીમ** ને પઢીને પાણી પર દમ કરીને જે માણસને પિવડાવવામાં આવશે તો તેના દિલમાં એની મહોબ્બત વધી જશે. (નાજાઈઝ મહોબ્બત માટે આ અમલનો ઉપયોગ કરશે તો આફત (મુસીબતનો)ભય છે.)

## ﴾107﴿ ઔલાદ જીવતી ન રહેતી હોય તો

જે સ્ત્રીના બાળકો જીવતા ન રહેતા હોય તો

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ** ને એકસઠ (61) વખત લખીને તાવીઝ બનાવીને પાસે રાખવાથી اِنۡ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ બાળકો જીવતા રહેશે.

## ﴾108﴿ તંગદસ્તી અને કર્ઝથી છુટકારો

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ** લખીને તાવીઝ બનાવીને રાખવાથી દરેક પ્રકારના તાવ, તંગદસ્તી, કર્ઝ વગૈરેથી છુટકારા માટે ઘણુંજ લાભદાયક છે **બિસ્મિલ્લાહિર્રમાનિર્રહીમ** લખીને ગળામાં અથવા ડાબા કે જમણા હાથ પર બાંધવુ અથવા ટોપીમાં રાખીને એ ટોપી પહેરવી જોઈએ.

## ﴾109﴿ વિશાળ રોઝી માટે

હુઝૂર નબિયે કરીમ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیۡہِ وَاٰلِہٖ وَسَلَّم એ ફરમાવ્યું કે જે માણસ દરરોજ સૌ (100) વખત નીચેના કલિમાત પઢી લેશે તો રોઝીના દરવાજા એના પર ખુલી જશે, તે કબ્રના ફિત્નાથી મહેફૂઝ રહેશે અને જન્નતમાં દાખલ થઈ જશે અને દુનિયા તેની સામે ઝુકેલી રહેશે તેમજ આ દરેક કલિમાને પઢવાથી અલ્લાહ તઆલા એક ફરિશ્તાને પૈદા કરશે જે અલ્લાહ તઆલાની તસ્બીહની સાથે એ માણસની માફીની પણ દુઆ કરતો રહેશે. (કન્ઝુલ ઉમ્માલ. પેજ 233, ભાગ. 3) શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

તે દુઆ આ છે :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْمَلِكُ الْحَقُّ الْمُبِيْنُ۔

**લાઇલાહ ઇલ્લલ્લાહુલ મલિકુલ હક્કુલ મુબીન**

## ﴾110﴿ નોકરી ધંધા માટે પઢવાનો અમલ

જો કોઈ પોતાના હોદ્દા માટે ઘણીજ દરખ્વાસ્ત (અરજ) કરી ચુક્યો હોય અને એ માણસ પોતે ચાહતો હોય કે મારી માંગણી દરખાસ્ત મંજૂર થાય તો ત્રણ દિવસ સુધી આ આયતે શરીફાને દરરોજ સાત હજાર (7000) વખત પઢે, اِنْ شَآءَ اللّٰه عَزَّوَجَلَّ કામિયાબી મળશે. તે દુઆ આ છે.

نَرْفَعُ دَرَجٰتٍ مَّنْ نَّشَآءُ ؕ وَفَوْقَ كُلِّ ذِىْ عِلْمٍ عَلِيْمٌ ﴿۷۶﴾

**નર્ફ-ઉ દરજાતિમ મન નશા-ઉ, વ ફૌક કુલ્લિ ઝી ઇલ્મિન અલીમ.** (સૂરએ યૂસુફ, પારહ 13 આયતનં. 76)

## ﴾111﴿ મોહતાજી દૂર કરવા માટે

દરેક નમાઝ પછી આ દુઆને સૌ (100) વખત પઢશે તો કદી પણ કોઈનો મોહતાજ ન થશે તેમજ તમામ મુશ્કેલીઓ આસાન થઈ જશે. اِنْ شَآءَ اللّٰه عَزَّوَجَلَّ શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

يَا لَطِيْفُ يَا لَطِيْفُ اُلْطُفْ بِلُطْفِكَ يَا حَلِيْمُ يَا كَرِيْمُ يَا غَفُوْرُ۔

**યા લતીફુ, યા લતીફુ, ઉલ્તુફ બિ લુત-ફિ-ક, યા હલીમુ યા કરીમુ યા ગફૂરુ.**

## ﴾112﴿ માલો દૌલત બેશુમાર તથા મર્તબો વધી જશે

! يَا حَيُّ يَا قَيُّوْمُ **યા હય્યુ યા કય્યુમ** એક હજાર વખત તથા ! يَا وَهَّابُ **યા વહ્હાબુ** એક હજાર વખત હમેશા પઢતો રહેશે તો મર્તબો ઘણો વધી જશે અને માલો દૌલત પણ બેશુમાર વધી જશે.

## ﴾113﴿ બેહોશ થઈ ગયો હોય યા સખ્ત બીમાર હોય

પચાસ (50) વખત અથવા સૌ (100) વખત અથવા ત્રણ સૌ (300) વખત આયતુલ કુર્સી પઢીને બેહોશ થઈ ગયેલ યા બીમાર માણસ પર દમ કરેં. આ અમલ ત્રણ, સાત અથવા એથી વધુ દિવસ સુધી કરે. અલ્લાહ તઆલાએ ચાહયું તો શિફા થઈ જશે.

## ﴾114﴿ દરેક મક્સદમાં કામિયાબી મળશે

નીચેની આયતે કરીમાને ત્રણ સૌ તેર (313) વખત જે મક્સદ માટે પઢવા ચાહે, પઢીને દુઆ કરે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ દુઆ કબૂલ થશે. આયત આ છે.

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَیُّ الْقَیُّوْمُ الْعَلِیُّ الْعَظِیْمُ۔

**અલ્લાહુ લા ઇલા-હ ઇલ્લા હુવલ હય્યુલ કય્યૂમુલ અલિય્યુલ અઝીમ.**

## ﴾115﴿ હસદ બુગ્ઝ અદાવત દૂર કરવા માટે

નીચેની આયતે કરીમા એક સૌ એકવીસ વખત પઢીને સિરકા વગૈરે પર દમ કરીને ખવડાવી દે اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ દિલમાંથી અદાવત (દુશ્મની) દુર થઈ જશે.

وَ اَلْقَیْنَا بَیْنَهُمَا الْعَدَاوَةَ وَ الْبَغْضَآءَ اِلٰی یَوْمِ الْقِیَامَةِ۔

**વ અલ્કય્‌ના બયનહુમલ અદાવ-ત વલ બગ્દા-અ ઇલા યૌમિલ કિયામહ.**

## ﴾116﴿ ઔલાદની પ્રાપ્તિ માટે

દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે પતિ પત્ની આ દુઆ પઢ્યા કરે.

رَبِّ هَبْ لِیْ مِنْ لَّدُنْكَ ذُرِّیَّةً طَیِّبَةً ۚ اِنَّكَ سَمِیْعُ الدُّعَآءِ ﴿۳۸﴾

**રબ્બિ હબ-લી મિલ-લદુન્ક ઝુર્રિય્ય-તન તય્યિબતહ ઇન્ન-ક સમીઉદ્ દુઆઅ.** (સૂરએ આલે ઈમરાન, પારહ 3 આયત : 38)

## 《117》 માલની તંગી અને ઘરેલુ પરેશાની

يَا مُغْنِيُّ! **યા મુગ્ની** આ ઈસ્મે આઝમને દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે એક સૌ પચ્ચીસ વખત પઢીને અલ્લાહ તઆલાથી દુઆ કરે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ માલની તંગી અને ઘરેલુ પરેશાની દૂર થઈ જશે.

## 《118》 જાદૂ દૂર કરવા માટે

وَاِذْ قَتَلْتُمْ نَفْسًا فَادّٰرَءْتُمْ فِيْهَا ؕ وَاللّٰهُ مُخْرِجٌ مَّا كُنْتُمْ تَكْتُمُوْنَ ۚ

**વ ઇઝ કતલ્તુમ નફ્સન ફદ્દારઅ્તુમ ફીહા, વલ્લાહુ મુખ્રિજુમ મા કુન્તુમ તકતુમૂન.**

(સૂરએ બકરહ, પારહ 1, આયત નં. 76)

આ આયતે કરીમાને એક હજાર (1000) વખત પઢીને નમક (મીઠુ) પર દમ કરીને એ મીઠાનો ખાવામાં ઉપયોગ કરે. અમુક લોકો ભેગા મળીને પઢે. મીઠું વધારે પ્રમાણમાં લે જેથી વધારે દિવસ સુધી ચાલી શકે અને મુઅવ્વઝતૈન (સૂરએ ફલક અને સૂરએ નાસ) પઢીને દર રોજ પોતાના ઉપર દમ કરે. દુરૂદ શરીફની કસરત કરે.

## 《119》 કઝાએ હાજત

يَا بَدِيْعَ الْعَجَائِبِ بِالْخَيْرِ يَا بَدِيْعُ۔

**યા બદીઅલ અજાઇબિ બિલ ખૈરિ યા બદીઉ** બારસૌ (1200) વખત દર રોજ પઢતો રહે. દુરૂદ શરીફની કસરત કરે.

## 《120》 મર્દ અને ઔરતમાં મહોબ્બત માટે

وَاَلْقَيْتُ عَلَيْكَ مَحَبَّةً مِّنِّيْ ۚ وَلِتُصْنَعَ عَلٰى عَيْنِيْ ۘ

**વઅલકયતુ અલય્ક મહબ્બતમ મિન્ની, વ લિ તુસ્ન-અ અલા અયની.** (સૂરએ તાહા, પારહ 16, આયત નં. 39)

આ આયતે કરીમાને સાત સૌ (700) વખત પઢીને કોઈ મીઠી વસ્તુ પર દમ કરે. જે કોઈ ને પણ ખવડાવશે તેના દરમિયાન મહોબ્બત અને ઈત્તિફાક થઈ જશે.

## «121» આફત બલાથી નજાત માટે

لِاِیْلٰفِ قُرَیْشٍ **સૂરએ કુરૈશ** ની સૂરતને સિત્તેર (70) વખત અને يَا سَلَامُ! **યા સલામુ** સૌ (100) વખત પઢયા કરે.

## «122» રોજીની વિશાળતા માટે

સુબ્હે સાદિક પછી ફજરની નમાઝ પહેલાં સૌ (100) વખત سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ سُبْحَانَ اللّٰهِ الْعَظِیْمِ۔ **સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ અઝીમ** ને સૌ વખત પઢયા કરે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## «123» ગુસ્સાની કમી અને યાદશક્તિ માટે

દરેક નમાઝ પછી શુરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે આ દુઆને સાત વખત પઢયા કરે. દુઆ આ છે :

اَللّٰهُمَّ طَهِّرْ قَلْبِیْ عَنْ غَیْرِكَ وَنَوِّرْ قَلْبِیْ بِنُوْرِ مَعْرِفَتِكَ۔

**અલ્લાહુમ્મ તહ્હિર કલ્બી અન ગયરિ-ક વ નવ્વિર કલ્બી બિનૂરી મઅરિફતિક.**

## «124» લા ઈલાજ બીમારીઓ અને કેન્સર થી હિફાઝત માટે

નીચેના ઈસ્મે આઝમને દરરોજ ફજરની નમાઝ પછી અને ઈશાની નમાઝ પછી ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફની સાથે અગિયાર (11)

વખત يَا مَالِكُ يَا قُدُّوْسُ يَا سَلَامُ **યા માલિકુ યા કુદ્દૂસુ યા સલામુ** પઢીને પોતાના પર દમ કરે અને પાણી ઉપર દમ કરીને પાણી પીએ આ અમલ હંમેશા કરતા રહેવું જોઈએ.

## ﴾125﴿ દારૂ જુગાર અને રિશ્વતથી છુટકારો અને હિફાઝત માટે

કોઈ પણ નમાઝ પછી શુરૂ અને છેવટમાં (7) વખત દુરૂદ શરીફની સાથે નીચેની આયતને સૌ (100) વખત પઢીને દમ કરે અને પાણી ઉપર દમ કરીને એકતાલીસ (41) દિવસ સુધી પિવડાવે.

وَاَهْدِيَكَ اِلٰى رَبِّكَ فَتَخْشٰى ﴿١٩﴾

**વ અહ્દિ-ય-ક ઇલા રબ્બિ-ક ફ-તખ્શા.**

(પારહ 30, સૂરએ નાઝિઆત, આયત નં : 19)

## ﴾126﴿ શૈતાની ખયાલાત, વસ્વસાઓ અને વહેમ દૂર કરવા માટે

જો કોઈ વહેમ, શૈતાની વિચારો અને વસ્વસાઓથી પરેશાન રહેતો હોય તો સવારે ફજરની નમાઝ પછી અથવા ઈશાની નમાઝ પછી શરૂ અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફની સાથે ત્રણ સૌ તેર (313) વખત اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ **અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ** પઢીને પોતાના પર દમ કરી લે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ રાહત થશે.

## ﴾127﴿ બિહામણા (ડરામણા) સ્વપના આવતા હોય તો

કોઈ ડરામણા ખરાબ (સ્વપના) આવતા હોય તો રાત્રે સૂતી વખતે શરૂ અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફની સાથે નવ (9) વખત પૂરી સૂરત **અલમ્ નશ્રહ્ લ-ક સદ્રક** પઢીને પોતાના ઉપર દમ કરીને સૂઈ જાય.

## ﴾128﴿ નજરે બદથી હિફાજત માટે

જે માણસ યા જાનવર યા ઝાડ યા ખેતર વગૈરેને બુરી નઝર લાગી હોય તો એના પર ત્રણ વખત આ દુઆ પઢી લે. اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ બદ નઝરથી હિફાઝત થઈ જશે. તે દુઆ આ છે

مَاشَآءَ اللّٰہُ وَلَا قُوَّۃَ اِلَّا بِاللّٰہِ۔

**માશા-અલ્લાહુ વલા કુવ્વ-ત ઇલ્લા બિલ્લાહ**

## ﴾129﴿ પુત્ર પ્રાપ્તિ માટે

જે ઔરતને ફકત છોકરીઓ જ પૈદા થતી હોય, છોકરો ન થતો હોય તો જ્યારે હમલને ત્રણ મહીના થઈ જાય તો તે વખતે આ આયતે કરીમા કાગળ પર લખીને પેટની ડાબી તરફ બાંધી દે. اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ છોકરો પૈદા થશે. તે આયત આ છે :

لَا یَرَوْنَ فِیْہَا شَمْسًا وَّلَا زَمْہَرِیْرًا۔

**લા યરવ્ન ફીહા શમ્સંવ વલા ઝમ્હરીરા.** (સૂરએ હ૨૨)

## ﴾130﴿ આંખોની રોશની માટે

فَکَشَفْنَا عَنْکَ غِطَآءَکَ فَبَصَرُکَ الْیَوْمَ حَدِیْدٌ۔

**ફ-કશફ્ના અન્ક ગિતાઅ-ક ફ-બ સરુકલ યૌમ હદીદ.**

આ આયતને દરેક નમાઝ પછી ત્રણ ત્રણ વખત પઢીને આંગળી પર દમ કરીને આંખો પર લગાવી લે. اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ આંખોંની રોશની ઓછી ન થશે બલ્કે જો આંખોંની રોશની ઓછી હશે તો તે કમી પણ દૂર થઈ જશે.

## ﴾131﴿ ઔલાદની પ્રાપ્તિ માટે

જો કોઈ માણસ ઔલાદ ન હોવાથી માયૂસ (નિરાશ) થઈ ગયો હોય તો દરેક નમાઝ પછી નીચેની આયતને ત્રણ ત્રણ વખત પઢયા કરે. اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ સાહિબે ઔલાદ થશે. આ દુઆ હઝરતે ઝકરિય્યા عَلَیْہِ السَّلَام ની છે.

رَبِّ لَا تَذَرْنِیْ فَرْدًا وَّاَنْتَ خَیْرُ الْوٰرِثِیْنَ

**રબ્બિ લા તઝર્‌ની ફરદંવ વ અન્ત ખૈરુલ વારિષીન**

(સૂરએ અમ્બિયા 89, પારહ 17)

## ﴾132﴿ ભય, બીક (ડર) દુર કરવા માટે

فَاللّٰهُ خَیْرٌ حٰفِظًا وَّهُوَ اَرْحَمُ الرّٰحِمِیْنَ۔

**ફલ્લાહુ ખયરુન હાફિઝંવ વ હુ-વ અર્હમુર્રાહિમીન.**

જેને દુશ્મનનો ભય હોય અથવા કોઈ આફત મુસીબતનો ડર હોય તો આ આયતને વધુ પ્રમાણમાં પઢતો રહે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ પરેશાની દૂર થઈ જશે.

## ﴾133﴿ માણસ ગુમ થઈ ગયો હોય તો

اِنَّ الَّذِیْ فَرَضَ عَلَیْكَ الْقُرْاٰنَ لَرَآدُّكَ اِلٰی مَعَادٍ۔

**ઇન્નલ્લઝી ફ-ર-દ અલૈયકલ કુરઆન લરાદદુક ઇલા મઆદ.**

બે રકાત નફલ નમાઝ પઢીને આયતને એક સૌ ઓગણીસ (119) વખત ચાલીસ દિવસ સુધી પઢે اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ ગુમ થયેલ વ્યકતી પાછો આવી જશે.

## ﴾134﴿ દુશ્મનથી હિફાજત

لَا تُدْرِكُهُ الْاَبْصَارُ وَهُوَ یُدْرِكُ الْاَبْصَارَ وَهُوَ اللَّطِیْفُ الْخَبِیْرُ

**લા તુદરિકુહુલ અબ્સાર વહુ વ યુદરિકુલ અબ્સાર, વહુવલ્લતીફુલ ખબીર.** (સૂરએ અન્આમ, પારહ 7, આયત નં : 7)

આ દુઆને પઢીને પોતાના હાથ પર દમ કરીને પૂરા શરીર પર ફેરવી લે તો દુશ્મનથી હિફાઝત થઈ જશે, અગર દુશ્મનોના ટોળામાંથી પણ પસાર થઈ જશે તો પણ દુશ્મનો તેને જોઈ શકશે નહીં.

## ﴾135﴿ રોઝીની વિશાળતા માટે

مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ۔

**મુહમ્મદુર્રસૂલુલ્લાહ**

જે માણસ જુમ્આના દિવસે પાક સાફ થઈને જુમ્આની નમાઝ પછી તેત્રીસ (33) વખત આ દુઆ લખીને પોતાની પાસે રાખશે તો અલ્લાહ તઆલા તેને ગૈબથી રોઝી અતા ફરમાવશે અને તે શૈતાનના શર (નુક્સાનથી) મહેફૂઝ રહેશે. (સૂરએ ફત્હ, આયત નં : 29)

## ﴾136﴿ દરેક મુશ્કેલીથી નજાત અને દરેક તંગીથી નિકળવાનો રસ્તો

اَسْتَغْفِرُ اللّٰهَ رَبِّیْ مِنْ کُلِّ ذَنْبٍ وَّ اَتُوْبُ اِلَیْهِ۔

**અસ્તગ્ફિરુલ્લા-હ રબ્બી મિન કુલ્લિ ઝમ્બિંવ વ અતૂબુ ઇલ્યહિ.**

દરરોજ ફજરની નમાઝ પછી સૌ (100) વખત પઢે.

## ﴾137﴿ દિલને તાબે કરવા માટે

જે માણસ بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ **બિસ્મિલ્લાહિર્રમાનિર્રહીમ** ને છસૌ (600) વખત લખીને પોતાની પાસે રાખશે તો લોકોના દિલોમાં તેની અઝમત અને ઇઝ્ઝત પૈદા થશે. અને કોઈ પણ માણસ તેને સાથે બદ સુલૂકી (દુવર્યવહાર) કરશે નહીં.

## ﴾138﴿ આફતથી હિફાજત માટે

જે માણસ મુહર્રમની પહેલી તારીખે એક સૌ તેર (113) વખત પૂરી بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ **બિસ્મિલ્લાહિર્રમાનિર્રહીમ** ને કાગળ પર લખીને પોતાની પાસે રાખશે તો દરેક પ્રકારની આફત (મુસીબત) થી હિફાઝતમાં રહેશે. આ અનુભવસિદ્ધ છે.

## 《139》 જાલિમ પર પ્રભુત્વ (ગલબો)

કોઈ જાલિમ માણસની સામે પચાસ (50) વખત ! يَا رَحِيْمُ **યા રહીમુ** પઢશે તો અલ્લાહ તઆલા દુશ્મનને મગ્લૂબ (પરાસ્ત) કરીને પઢનારને વિજય આપશે. اِنْ شَآءَاللهُ عَزَّوَجَلَّ

## 《140》 શૌહરની પરેશાનીથી બચવા માટે

જે માણસ પોતાની પ્યારી વસ્તુ (ઔરત)ના વિશે પરેશાન રહેવાની અને ઔરતોના હક્કો અદા ન કરતો હોવાની શિકાયત કરે. દરરોજ ઈશાની નમાઝ પછી આ દુઆ પઢે.

يَا مُقَلِّبَ الْقُلُوْبِ وَالْاَبْصَارِ وَيَا خَالِقَ اللَّيْلِ وَنَّهَارِ

يَا عَزِيْزُ يَا لَطِيْفُ يَا غَفَّارُ۔

**યા મુકલ્લિબલ કુલૂબિ વલ અબ્સારિ વ યા ખાલિકલ્લયલિ વન્નહારિ યા અઝીઝુ યા લતીફુ યા ગફ્ફારુ.**

(ઉપરની દુઆને બસૌ વખત પઢી લે. (શરૂ અને છેવટમાં સાત સાત વખત દુરૂદ શરીફ પઢે)

## 《141》 પરિક્ષામાં કામિયાબી માટે

જે તાલિમે ઈલ્મને પરિક્ષામાં નાકામિયાબીની ફરિયાદ હોય તો

رَبِّ اِنِّيْ مَغْلُوْبٌ فَانْتَصِرْ۔

**રબ્બિ ઇન્ની મગ્લૂબુન ફન્તસિર.**

ઉપરની દુઆ વધુ પ્રમાણમાં પઢયા કરે.

## 《142》 મર્હૂમીનની રાહતનો નુસ્ખો

ઈર્શાદ ફરમાવ્યું કે સિત્તેર હજાર (70000) વખત **લાઇલાહ ઇલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ** પઢીને મર્હૂમને તેનો સવાબ

પહોંચાડવામાં આવશે તો એ મર્હૂમની મગ્ફિરત થઈ જશે. اِنْ شَآءَ اللّٰہ عَزَّوَجَلَّ
આ રિવાયત ફઝાઈલે ઝિક્રમાં મૌજૂદ છે.

## ﴾143﴿ બાળકોને નજરે બદ થી બચાવવા માટે

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ مِنْ كُلِّ

شَيْطٰنٍ وَّهَامَّةٍ وَّمِنْ كُلِّ عَيْنٍ لَّامَّةٍ۔

**અઊઝુ બિ કલિમાતિલ્લાહિત્તામ્માતિ કુલ્લિ શૈતાનિંવ વ હામ્મતિંવ વ મિન કુલ્લિ અયનિલ્લામ્મહ.**

નોટ : આ દુઆને ત્રણ વખત પઢીને બાળક પર દમ કરી દે અથવા લખીને તેના ગળામાં બાંધી દે. (બુખારી શરીફ)

## ﴾144﴿ નજરે બદથી બચાવવા માટે

مَاشَآءَ اللّٰهُ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ اَللّٰهُ لَآ اِلٰهَ هُوَ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى۔

**માશા અલ્લાહુ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહ. અલ્લાહુ લા ઇલાહ ઇલ્લા હુવ લહુલ અસ્માઉલ હુસ્ના.**

નોટ : આ દુઆને ત્રણ વખત પઢીને બાળક પર દમ કરી દે. اِنْ شَآءَ اللّٰہ عَزَّوَجَلَّ નઝરે બદથી હિફાઝત થશે. (પારહ : 25)

## ﴾145﴿ રોઝી માટે ની દુઆ

اَللّٰهُ لَطِيْفٌۢ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ وَهُوَ

الْقَوِيُّ الْعَزِيْزُ۔

**અલ્લાહુ લતીફુમ બિ ઇબાદિહી યરઝુકુ મંય્ યશાઉ વહુવલ કવિય્યુલ અઝીઝ.**

નોટ : આ દુઆની દરરોજ એક તસ્બીહ (100) વખત ફજરની નમાઝ પછી પઢી લે. દુરૂદ શરીફની કસરત કરે.

## 《146》 દિલના દર્દ માટે

يَا اَللّٰهُ يَا رَحْمٰنُ يَا رَحِيْمُ دِلِ مَارَا كُنْ مُسْتَقِيْمْ۔
بِحَقِّ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ۔

**યા અલ્લાહુ યા રહમાનુ યા રહીમુ. દિલે મારા કુન મુસ્તકીમ બિ હક્કિ ઇય્યા ક નઅ્ બુદુ વ ઇય્યા ક નસ્તઈન**

يَا قَادِرُ، يَا مُقْتَدِرُ يَا قَوِىُّ قَوِّنِىْ وَقَلْبِىْ۔

**યા કાદિરુ, યા મુક્તદિરુ યા કવિય્યુ કવ્વિની વ કલ્બી.**

દિલ પર હાથ રાખીને ત્રણ ત્રણ વખત દરેક નમાઝ પછી, ખાસ કરીને છાતીના દુખાવા માટે પઢવુ.

દરેક ફર્ઝ નમાઝ પછી સૂરએ ફાતિહા ચાર કુલ આયતુલ કુર્સી દરેક ત્રણ ત્રણ વખત પઢે.

સવાર સાંજ ત્રીજો કલિમો ઈસ્તિગફાર અને દુરૂદ શરીફ એક એક તસ્બીહ પઢે.

## 《147》 દિમાગ ખુલી જવાનો વઝીફો

**સૂરએ ફાતિહા** (અલ્હમ્દુ શરીફ) અને **મુઅવ્વઝતૈન** (સૂરએ ફલક અને સૂરએ નાસ) પઢીને પાણી પર દમ કરીને પી લે અને પોતાના પર દમ કર્યા કરે.

## 《148》 યાદશક્તિ માટે

દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફ પઢીને માથા પર હાથ મુકીને **! يَا قَوِىُّ યા કવિય્યુ** અગિયાર (11) વખત પઢી લે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾149﴿ છોકરીના રિશ્તા માટે

فَسَهِّلْ يَا اِلٰهِىْ كُلَّ صَعْبٍ بِحُرْمَةِ سَيِّدِ الْاَبْرَارِ صلى الله عليه وآله وسلم اَللّٰهُمَّ لَا سَهْلَ اِلَّا مَا

جَعَلْتَهٗ سَهْلًا وَّ اَنْتَ تَجْعَلُ الْحَزْنَ اِذَا شِئْتَ سَهْلًا۔

**ફસહ્હલ યા ઇલાહી કુલ્લ સઅબિમ બિહુર્મતિ સય્યિદિલ અબરારિ** صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَاٰلِهٖ وَسَلَّم **અલ્લાહુમ લા સહ્લ ઇલ્લા મા જઅલ્તહૂ સહ્લંવ્ વ અન્ત તજઅલુલ હઝ્ન ઇઝા શિઅત સહ્લા.**

**નોટ :** દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે સાત (7) વખત ઉપરની દુઆને પઢયા કરે.

## ﴾150﴿ નોકરી મેળવવાનો અમલ

દરેક નમાઝ પછી અને શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે એક સૌ પચીસ (125) વખત ! يَا فَتَّاحُ **યા ફત્તાહુ** (ખૂબજ મહેરબાન) પઢીને દુઆ કર્યા કરે.

## ﴾151﴿ છોકરીના રિશ્તા અને કામિયાબી માટે

દરેક નમાઝ પછી શરૂ અને છેવટમાં દુરૂદ શરીફની સાથે એક સૌ અગિયાર (111) વખત !يَا لَطِيْفُ **યા લતીફુ** (ખૂબજ મહેરબાન) પઢીને દુઆ કર્યા કરે.

## ﴾152﴿ મોટામાં મોટી પરેશાનીનો ઈલાજ

અલ્લાહ તઆલાથી દુઆ માંગવી છે. જે દિવસે ફુર્સત હોય બે રકાત નફલ નમાઝ પઢીને એજ જગ્યાએ કિબ્લા તરફ થઈને પાંચ સૌ (500) વખત દુરૂદ શરીફ પઢીને દુઆ કરે. ત્યાર બાદ !يَا عَزِيْزُ **યા અઝીઝુ** !يَا لَطِيْفُ **યા લતીફુ** એક સૌ અગિયાર (111) વખત પઢી લે. اِنْ شَآءَ اللّٰه عَزَّوَجَلَّ પરેશાની દૂર થઈ જશે.

## ﴾153﴿ દરેક બીમારી અને પરેશાનીથી હિફાઝત

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

**અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

سَلٰمٌ قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ۔

**(1) સલામુન કૌલમ મિર્રબ્બિર્રહીમ.**

سَلٰمٌ عَلٰى نُوْحٍ فِى الْعٰلَمِيْنَ۔

**(2) સલામુન અલા નૂહિન ફિલ આલમીન**

سَلٰمٌ عَلٰٓى اِبْرٰهِيْمَ۔

**(3) સલામુન અલા ઇબ્રાહીમ**

سَلٰمٌ عَلٰى مُوْسٰى وَ هٰرُوْنَ۔

**(4) સલામુન અલા મૂસા વ હારૂન**

سَلٰمٌ عَلٰٓى اِلْ يَاسِيْنَ۔

**(5) સલામુન અલા ઇલ્યાસીન**

سَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ۔

**(6) સલામુન અલલ મુર્સલીન**

سَلٰمٌ هِيَ حَتّٰى مَطْلَعِ الْفَجْرِ۔

**(7) સલામુન હિય હત્તા મત્લઇલ ફજ**

દરેક બીમારી અને પરેશાનીથી હિફાઝત માટે ઉપરની આયતોને દરેક નમાઝ પછી એક વખત પઢીને પોતાની ઉપર દમ કરી લે.

(2) يَا سَلَامُ، يَا حَفِيْظُ ، **યા સલામુ યા હફીઝુ** બેશુમાર પઢતો રહે.

(3) يَا شَافِيَ الْاَمْرَاضِ **યા શાફિયલ અમરાઝ** એક તસ્બીહ સવાર સાંજ પઢી લે.

(4) يَا سَلَامُ **યા સલામુ** એક તસ્બીહ (સૌ વાર) દરરોજ અસરની નમાઝ પછી ડાબો પગ ઝમીનથી ઉઠાવીને જમણા પગ પર ઊભો થઈને પઢે.

(5) મંઝિલ શરીફ સવારે પઢીને પાણી પર દમ કરીને પીવુ. બીમારીથી શિફા માટે બેહતરીન ઈલાજ છે.

## ﴾154﴿ રોઝીમાં બરકત માટે ત્રણ અમલ

(1) يَا فَتَّاحُ، يَا رَزَّاقُ **યા ફત્તાહુ, યા રઝ્ઝાકુ** સવાર-સાંજ પઢી લે.

(2) يَا بَاسِطُ **યા બાસિતુ** બોત્તેર (72) વખત ખાણું ખાધા પછી અને હાથ ધોવા પહેલા પઢી લે.

(3) يَا غَنِيُّ يَا مُغْنِيْ **યા ગનિય્યુ યા મુગ્ની** અગિયાર સૌ (1100) વખત ઈશાની નમાઝ પછી પઢી લે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾155﴿ નાજાઈઝ કેસથી છુટકારા માટે

(1) وَاللّٰهُ غَالِبٌ عَلٰٓى اَمْرِهٖ۔ **વલ્લાહુ ગાલિબુન અલા અમ્રિહી** એક હજાર ચાર સૌ પચાસ (1450) વખત શરૂ અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢીને સાત રાત સુધી પઢે.

## ﴾156﴿ આપસમાં મહોબ્બત અને ઈત્તિફાક માટે

(1) يَا وَدُوْدُ، يَا رَؤُوْفُ، يَا لَطِيْفُ۔ **યા વદૂદુ, યા રઊફુ, યા લતીફુ** સવારે ત્રણ તસ્બીહ અને સાંજે ત્રણ તસ્બીહ,

(2) يَا وَدُوْدُ، يَا جَامِعُ۔ **યા વદૂદુ, યા જામિઉ** સવારે ત્રણ તસ્બીહ અને સાંજે ત્રણ તસ્બીહ.

## 《157》 નેક ઔલાદ માટે

رَبِّ لَا تَذَرْنِيْ فَرْدًا وَّ اَنْتَ خَيْرُ الْوَارِثِيْنَ۔

**રબ્બિ લા તઝુર્‌ની ફરદંવ વ અન્ત ખૈરુલ વારિષીન.**

દરેક નમાઝ પછી માંથા પર હાથ મુકીને અગિયાર (11) વખત ઉપરોક્ત દુઆ પઢી લે. (પારહ : 17) શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## 《158》 દુશ્મનો અને હાસિદોથી હિફાઝત

وَاللّٰهُ اَعْلَمُ بِاَعْدَآئِكُمْ وَكَفٰى بِاللّٰهِ وَلِيًّا وَّ كَفٰى بِاللّٰهِ نَصِيْرًا۔

**વલ્લાહુ અઅ્‌લમુ બિઅઅ્‌દાઇકુમ વ કફા બિલ્લાહિ વલિય્યંવ વ કફા બિલ્લાહિ નસીરા.**

દરેક નમાઝ પછી સાત (7) વખત ઉપરોકત દુઆ પઢી લે.

(સૂરએ નિસા 118, પારહ 5)

## 《159》 રોઝી માટે

يَا خَيْرَ الرَّازِقِيْنَ!

**યા ખૈરર્રાઝિકીન**

ફજરની નમાઝ પછી પંચ્ચાવન (55) વખત આ દુઆ પઢે. શરૂ અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢે.

## 《160》 મુકદ્દમા (કેસમાં) કામિયાબી માટે

يَا خَيْرَ النَّاصِرِيْنَ!، يَا خَيْرَ الْفَاتِحِيْنَ!

**યા ખૈરન્નાસિરીન યા ખૈરલ ફાતિહીન**

દરરોજ એક સૌ અગિયાર (111) વખત આ દુઆ પઢે. જે દિવસે કેસની તારીખ હોય અથવા કોર્ટ સંબંધી કોઈ પણ કામ હોય તો એક હજાર એક સૌ અગિયાર (1111) વખત ઉપરની દુઆ પઢે શરૂ અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢે.

## ﴾161﴿ રિશ્તા માટે

**يَا مُنْعِمُ، يَا وَهَّابُ! યા મુન્ઈમુ, યા વહ્હાબુ !**

**નોટ :** ઉપરોક્ત નામને કોઈ સમય ખાસ નક્કી કરીને (ચાહે ફજરની નમાઝ પછી, ચાહે ઈશાની નમાઝ પછી) ત્રણ સૌ તેત્રીસ (333) વખત પઢે. શરૂ અને છેવટમાં ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢે.

## ﴾162﴿ જાઈઝ જરૂરત માટે

એકતાલીસ (41) વખત સૂરએ ફાતિહા અને એકતાલીસ (41) વખત કુલ હુ વલ્લાહુ અહદ પઢે. જ્યારે પઢવાનું પૂરૂ કરી લે તો જે મક્સદ હોય તેનું નામ લઈને અલ્લાહ તઆલાથી દુઆ કરે.

## ﴾163﴿ તંદુરુસ્તી માટે

سَلٰمٌ قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ۔

**સલામુન કૌલમ મિર્રબ્બિર્રહીમ**

ઉપરોકત દુઆને ચાર સૌ ચાલીસ (440) વખત પઢીને પોતાની ઊપર દમ કરી લે અને સાત કૂવાનું પાણી એક બોટલમાં ભરીને એ પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. પાણી પૂરૂં થઈ જાય તો ઘરનું પાણી મેળવી દે.

## ﴾164﴿ મગફિરત માટેની દુઆ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا وَ مَوْلَانَا مُحَمَّدٍوَّ عَلٰٓی اٰلِہٖ وَ سَلِّمْ صَلَاۃًوَّ السَّلَامُ عَلَیْكَ

یَا رَسُوْلَ اللّٰہِ۔

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના વ મૌલાના મુહમ્મદિંવ વ અલા આલિહી વ સલ્લિમ સલાતંવ વ સલામન અલયક યા રસૂલલ્લાહ !**

**ફઝીલત :** તાજદારે અરબ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَاٰلِہٖ وَسَلَّم એ ફરમાવ્યું કે જે માણસ આ દુરૂદ શરીફ પઢશે તો તે ઊભો હશે તો બેસતા પહેલા અને જો તે બૈઠેલો હશે તો ઊભો થતાં પહેલા એના ગુનાહોંને માફ કરી દેવામાં આવશે. اَلْحَمْدُ لِلّٰہِ عَزَّوَجَلَّ

## ﴾165﴿ કર્ઝની અદાયગી માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ۔

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈય્યિદિના મુહમ્મદ**

**ફઝીલત :** ઝોહરની નમાઝ પછી આ દુરૂદ શરીફ પઢવાવાળાને ત્રણ ચીઝો પ્રાપ્ત થશે : (1) તે કદી કર્ઝદાર ન થશે, (2) જો કર્ઝ હશે તો તે અદા થઈ જશે, ચાહે કેટલુંય કર્ઝ હોય અને (3) કિયામતના દિવસે તેનો કોઈ હિસાબ ન થશે.

## ﴾166﴿ જન્નતને જોવા માટેનો અમલ

હઝરતે અનસ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ એ હુઝૂરે અક્દસ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَاٰلِہٖ وَسَلَّم નો આ ઈર્શાદ નક્લ કર્યો છે કે "મારા ઉપર દરરોજ એક હજાર (1000) વખત દુરૂદ શરીફ પઢવાવાળો મરવાથી પહેલાં (જન્નતમાં) પોતાનો મહેલ દુનિયામાં જોઈ લેશે.

## ﴾167﴿ તોહમત (આક્ષેપથી) છુટકારા માટે

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ حَتّٰی لَا یَبْقٰی مِنْ صَلَوَاتِكَ شَیْءٌ وَّبَارِكْ عَلٰی مُحَمَّدٍ

حَتّٰی لَا یَبْقٰی مِنْ بَرَکَاتِكَ شَیْءٌ وَسَلِّمْ عَلٰی

مُحَمَّدٍ حَتّٰی لَا یَبْقٰی مِنْ سَلَامِكَ شَیْءٌ۔

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન હત્તા લા યબ્કા મિન સલવાતિ-ક શયઉંવ વ બારિક અલા મુહમ્મદિન હત્તા લા યબ્કા મિન બરકાતિ-ક શયઉંવ્ વ સલ્લિમ અલા મુહમ્મદિન હત્તા લા યબ્કા મિન સલામિ-ક શય્ઉન.**

**ફાયદો :** આ દુરૂદ શરીફ ને એક ગામડિયાએ જેના પર ચોરીની તોહમત લગાવવામાં આવી હતી પઢયું તો અલ્લાહ તબારક વ તઆલાએ એ (દુરૂદ શરીફ) ની બરકતથી એને નજાત (છુટકારો) આપ્યો અને એ ગામડિયાને હુઝૂરે અકદસ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَاٰلِہٖ وَسَلَّم એ ફરમાવ્યું કે તૂં પુલ સિરાત પરથી એવી રીતે પસાર થઈ જઈશ કે તારો ચહેરો ચૌદમી રાતના ચાંદથી (પણ) વધારે ચમકદાર હશે.

## ﴾168﴿ નિસ્યાન (ભૂલી) જવાની બીમારી હોય તો

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ وَّ اٰلِہٖ کَمَا لَا نِھَایَۃَ لِکَمَالِكَ وَعَدَدَ کَمَالِہٖ۔

**અલ્લાહુમ્મા સલ્લિ અલા મુહમ્મદિંવ વ આલિહી કમા લા નિહાય-ત લિ કમાલિ-ક વ અ-દ-દ કમાલિહી**

**ફઝીલત :** યાદશક્તિ માટે આ દુરૂદ શરીફ ને મગરિબ અને ઈશાના દરમિયાન (વચમાં) જેટલું પઢી શકે, પઢે.

## ﴾169﴿ દરેક બીમારીથી શિફા માટે

(1) یَا سَلَامُ **યા સલામુ** દરેક ફર્ઝ નમાઝ પછી ત્રણ સૌ તેર

(313) વખત અથવા અગિયાર સૌ (1100) વખત પઢીને પાણી અને ખાવા-પીવાની વસ્તુઓ પર દમ કરીને તેનો ઉપયોગ કરે.

(2) يَا اللهُ، يَا رَحۡمٰنُ، يَا بَاقِيۡ **"યા અલ્લાહુ, યા રહમાનુ યા બાકી"** ફજરની નમાઝ પછી 1100 વખત અથવા (313) વખત પઢીને પોતાની ઉપર દમ કરે, શિફા માટે બેહતરીન અમલ છે.

(3) દરેક ફર્ઝ નમાઝ પછી يَاسَلَامُ يَا بَدِيۡعُ **યા સલામુ યા બદીઉ** 100 વખત અથવા 313 વખત અથવા 1100 વખત પઢીને પાણી પર દમ કરીને પી લે. દરેક બીમારીથી શિફા મળી જશે. اِنۡ شَآءَاللّٰه عَزَّوَجَلَّ શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾170﴿ હિફાજત માટે વઝીફો

ઘરેથી નિકળતી વખતે يَاحَفِيۡظُ **યા હફીઝુ** 11 વખત પઢીને બન્ને હાથોં પર દમ કરીને પૂરા શરીર પર એ હાથોને ફેરવી લે. اِنۡ شَآءَاللّٰه عَزَّوَجَلَّ દુન્યવી યા આકાશી દરેક આફત બલાથી હિફાઝત થશે.

## ﴾171﴿ રોઝી માટે અનુભવસિદ્ધ વઝીફો

(1) દરેક ફર્ઝ નમાઝ પછી 606 વખત يَارَحۡمٰنُ يَا رَزَّاقُ **યા રહમાનુ યા રઝ્ઝાકુ** પઢીને અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ માંગે, રોઝી માટે બેહતરીન અમલ છે.

(2) يَافَتَّاحُ يَا رَزَّاقُ **યા ફત્તાહુ યા રઝ્ઝાકુ** હરતા ફરતાં વુઝૂ સાથે પઢયા કરે, આ આકાશી રોઝીના સિવાય દુન્યવી આફત-બલાથી છુટકારા માટે પણ અનુભવસિદ્ધ છે.

(3) દરેક ફર્ઝ નમાઝ પછી (અસર સિવાય) સજદામાં જઈને 21 વખત يَاذَاالۡجَلَالِ وَالۡاِكۡرَامِ **યા ઝલ જલાલિ વલ ઇકરામ** પઢીને અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ માંગે, ચાલતા-ફરતાં વધુ પ્રમાણમાં આ ઈસ્મે આઝમને પઢયા કરે, હલાલ રોઝી માટે એનો વિર્દ

વઝીફો ઘણો અસરકારક અમલ છે. નોટ : અસર બાદ સજદામાં ગયા સિવાય પઢી શકે છે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## 《172》 લગ્ન માટે અમલ

(1) દરેક ફર્ઝ નમાઝ પછી 1100 વખત يَالَطِيْفُ **યા લતીફુ** પઢીને અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ માંગે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ નેક સાલેહ રિશ્તો નસીબ થશે.

(2) ઈશાની નમાઝ પછી અથવા તહજ્જુદની નમાઝમાં يَاذَاالْجَلَالِ وَالْاِكْرَامِ **યા ઝલ જલાલિ વલ ઇકરામ** 1100 વખત પઢીને અલ્લાહ તબારક વ તઆલાની બારગાહમાં દુઆ માંગે, દુઆ કબૂલ થશે.

(3) يَااللّٰهُ، يَا رَحْمٰنُ، يَا وَكِيْلُ **યા અલ્લાહુ, યા રહમાનુ, યા વકીલુ** ઈશાની નમાઝ પછી 1100 વખત પઢીને દુઆ માંગે, લગ્ન માટે બહેતરીન અમલ છે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## 《173》 મખ્લૂકને તાબે કરવા માટેનો વઝીફો

(1) દરેક ફર્ઝ નમાઝ પછી يَاحَيُّ يَا قَيُّوْمُ، بِحَقِّ يَا عَزِيْزُ **યા હય્યુ યા કય્યૂમુ, બિ હક્કિ યા અઝીઝુ** 100 વખત અથવા 313 વખત પઢીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે. અનુભવસિદ્ધ અમલ છે.

(2) હરતા-ફરતા વુઝૂની સાથે يَامُعِزُّ (ઇઝ્ઝત આપનાર) **યા મુઇઝ્ઝુ** વધુ પ્રમાણમાં પઢયા કરે. મખ્લૂકને તાબે કરવા માટે લા-જવાબ અમલ છે.

(3) વુઝૂ સાથે હરતા-ફરતા અથવા દરેક ફર્ઝ નમાઝ પછી તૌફીક મુજબ يَاحَيُّ يَا قَيُّوْمُ **યા હય્યુ યા કય્યૂમુ** પઢીને દુઆ માંગે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ દુઆ કબૂલ થશે.

(4) ઈશાની નમાઝ પછી يَا لَطِيْفُ، يَا عَزِيْزُ، يَا وَدُوْدُ **યા લતીફુ, યા અઝીઝુ, યા વદૂદુ** 313 વખત અથવા 1100 વખત પઢીને અલ્લાહ

તઆલાની બારગાહમાં દુઆ માંગે. મખ્લૂકને તાબે કરવા માટે અનુભવસિદ્ધ અમલ છે. શરૂઆત અને છેવટમાં દુરૂદ શરીફ પઢવું.

## ﴾174﴿ દુશ્મનને દૂર કરવા માટે અમલ

(1) દરેક ફર્ઝ નમાઝ પછી يَامُذِلُّ **યા મુઝિલ્લુ** 90 વખત અથવા 70 વખત પઢીને અલ્લાહ તબારક વ તઆલા પાસે દુઆ માંગે અને દુશ્મન અથવા દુશ્મનોનો પોતાના દિમાગમાં ખયાલ-તસવ્વુર કરીને દમ કરે. ઘણો લા-જવાબ અમલ છે.

(2) અલ્લાહનુ મુબારક નામ يَاخَافِضُ **યા ખાફિદુ** અસરની નમાઝ પછી 500 વખત પઢીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે. તમારા દુશ્મન દફે (દૂર) થઈ જશે.

(3) દરેક ફર્ઝ નમાઝ પછી يَاذَاالْجَلَالِ وَالْاِكْرَامِ **યા ઝલ જલાલિ વલ ઇકરામ** 110 વખત પઢીને અલ્લાહ તબારક વ તઆલા પાસે દુઆ માંગશે. તો તેની દુઆ કબૂલ થશે.

(4) દુશ્મનોનો પોતાના દિમાગમાં તસવ્વુર (ખયાલ) કરીને يَا جَبَّارُ **યા જબ્બારુ** દરેક ફર્ઝ નમાઝ પછી અથવા તહજ્જુદની નમાઝ પછી 110 વખત અથવા 313 વખત પઢીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ તેની દુઆ કબૂલ થશે. અનુભવસિદ્ધ છે.

## ﴾175﴿ ફતેહ (કામિયાબી) માટે

(1) દરેક ફર્ઝ નમાઝ પછી اَللّٰهُ الصَّمَدُ **અલ્લાહુસ્સમદુ** 1100 વખત અથવા 313 વખત પઢવાનો મામૂલ (નિત્યક્રમ) બનાવી લે, દરેક કામમાં કામિયાબી પ્રાપ્તી થશે.

(2) يَامُعْطِيُ **યા મુઅ્તિઉ** દરેક ફર્ઝ નમાઝ પછી 129 વખત અથવા 313 અથવા 1100 વખત પઢીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે.

(3) يَاحَيُّ يَا قَيُّوْمُ **યા હય્યુ યા કય્યૂમુ** હરતા-ફરતા વુઝૂ સાથે વધુ પ્રમાણમાં પઢયા કરે.

(4) દરેક ફર્ઝ નમાઝ પછી يَارَحْمٰنُ **યા રહમાનુ** 1100 વખત પઢીને રબ્બુલ આલમીનની બારગાહમાં આજિઝી અને નમ્રતા સાથે દુઆ માંગે.

## ﴾176﴿ કામિયાબી માટેની દુઆ

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ : અલ્લા તઅ્લુ અલય્ય વઅ્તુની મુસ્લિમીન, યા ખૈરલ મક્સૂદીન યા ખૈરલ મત્લૂબીન યા ખૈરલ મહબૂબીન યુહિબ્બુ નહુમ કહુબ્બિલ્લાહ, વલ્લઝીન આમનૂ અશદ્દુ હુબ્બલ લિલ્લાહ.**

**ફઝીલત** : કોઈ પણ કામમાં કામિયાબી માટે (ખાસ કરી જ્યારે વિઝા લેવા માટે જાઓ ત્યારે યા બીજું કોઈ પણ મુશ્કેલ જણાતું કામ હોય તો) આગળ પાછળ ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢવું. આ દુઆને 41 વખત પઢી પોતાના મોઢા ઊપર બન્ને હાથ ફેરવીને જવું. (દુઆ દરમિયાન દુન્યવી વાતચીત ન કરવી) દુરૂદ શરીફની કસ્રત કરવી.

## ﴾177﴿ દરેક પરીક્ષામાં કામિયાબી માટે દુરૂદ

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**રબ્બિ સલ્લિ અલા નબિય્યિમ્ મુહમ્મદિંવ વ આલિહી અજલ્લહા, વક્દિ લી બિજાહિહી હવાઇજી કુલ્લહા, વ સલ્લિ અલય્હિ કમા અન્ત અહ્લુહા, વ સલ્લિમ વ શર્રિફ વ કર્રિમ દાઇમા.**

**ફઝીલત :** કોઈ પણ પરીક્ષામાં કામિયાબી માટે આ દુરૂદ શરીફ અજીબ તાસીરવાળું છે, અગર વિદ્યાર્થી દરેક નમાઝ પછી અગિયાર (11) વખત પઢીને પરીક્ષામાં કામિયાબી માટે દુઆ કરતો રહે તો અલ્લાહ તઆલા ખુલ્લી કામિયાબી આપી દેશે. ખાસ કરીને ઝુબાની મૌખિક

પરીક્ષા પહેલા અગિયાર (11) વખત છાતી પર દમ કરવાથી જવાબો આસાન થઈ જશે અને કોઈ પણ જાતનો ગભરાહટ રહેશે નહીં.

## 《178》 પતિ પત્નીમાં મિસાલી મહોબ્બત પૈદા કરવા માટે અજીબ દુરૂદ શરીફ

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિમ્ મુત્તિરિર રૂહ વ આલિહિત તય્યિબનત તાહિરીન, સલાતન તુઅત્તિરુના બિહા વ બારિક વ સલ્લિમ.**

**ફઝીલત :** પતિ પત્નીમાં ખૂબજ મહોબ્બત પૈદા કરવા માંગતા હોય અથવા બેમાંથી કોઈ એક નારાઝ હોય અને તેને રાઝી કરવા માંગતા હોય તો ફૂલો પર અથવા મુશ્ક-અમ્બરની ખુશ્બૂ પર અથવા કોઈ પણ ખુશ્બૂ મળી જાય તેના પર આ દુરૂદ શરીફ ચાર સૌ પચાસ (450) વખત દમ કરીને બન્ને પતિ પત્ની સુંઘે. اِنْ شَآءَاللّٰهُ عَزَّوَجَلَّ એકબીજાને ખૂબ મહોબ્બત કરવા લાગશે. પઢવાની મુદ્દત એકતાલીસ (41) દિવસ છે. જો ચાહવાવાળો માણસ દૂર હોય તો ખાંડ પર દમ કરીને કીડીને નાખી દેવામાં આવે તો اِنْ شَآءَاللّٰهُ عَزَّوَجَلَّ પતિ પત્નીના દિલ એક બીજા તરફ ખેંચાશે.

## 《179》 પગના દુખાવા માટે

**બિસ્મિલ્લાહિ વ બિલ્લાહિ અઊઝુ બિલ્લાહિ વ કુદરતિહી મિન શર્રિ મા ફીહા.**

**ફઝીલત :** જો કોઈના પગમાં દર્દ (દુખાવો) થતો હોય તો તે નીચેની દુઆને સાત (7) વખત પઢીને દુખાવાની જગ્યા પર દમ કરેં. اِنْ شَآءَاللّٰهُ عَزَّوَجَلَّ દુખાવો દૂર થઈ જશે.

## 《180》 એવું દુરૂદ જે કબ્રને દુલ્હન અને કબ્રવાળાને દુલ્હો બનાવે

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અ-દ-દ મન સલ્લા અલય્હ અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અ-દ-દ મન્ લમ**

**યુસલ્લિ અલય્હ અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન કમા તમ્બગી અય્ યુસલ્લા અલય્હ.**

**ફઝીલત :** ઈમામ શાફેઈ رَحْمَۃُاللّٰہِ تَعَالٰی عَلَیْہ ના વિસાલ પછી તેમના એક શાગિર્દ ઇબ્ને હકમે ઈમામ શાફેઈ رَحْمَۃُاللّٰہِ تَعَالٰی عَلَیْہ ને સ્વપ્નમાં જોયા તો પુછયુ : તમારી સાથે શું મામલો થયો ? ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ મારી કબ્રને એવી રીતે સજાવી જેમ દુલ્હનને સજાવવામાં આવે છે અને એવી રીતે નેઅમતોં મારી ઉપર વરસાવી જેવી રીતે દુલ્હા પર વરસાવાય છે. મૈં પુછયું : કેમ ? આપને ફરમાવ્યું : મૈં એક દુરૂદ શરીફ પઢયું હતું તે અલ્લાહ તઆલાને ખૂબજ પસંદ પડયું તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : જે કોઈ પણ આ દુરૂદ પઢશે તેની કબ્ર સાથે હું આજ પ્રમાણે મામલો કરીશ, જે પ્રમાણે તારી કબ્ર સાથે મામલો કરવામાં આવ્યો.

(સઆદતે દારૈન)

## 《181》 બાળકને જન્મવામાં (ડિલીવરી થવામાં) આસાની થાય તે માટેનો મુજર્રબ અમલ

બાળકના જન્મનો સમય જિન્દગી અને મૌત વચ્ચેનો હોય છે. ક્યારેક માતાને મૌતના મોઢામાં પણ પહોંચાડી દે છે. માતાને કેટલી તકલીફ થાય છે તે તો તેજ જાણે છે. આ તો તેની મમતા જ છે કે તે બરદાશ્ત કરી લે છે આવા નાઝુક સમય પર જ્યારે દુખાવો શરૂ થાય તો વુઝૂ કરી નીચેની દુઆ લખી તેને પાણીના બોટલમાં મૂકી તે પાણી પિવડાવો અને પાણીને થોડી થોડી વારે છાંટતા પણ રહો.

**બિસ્મિલ્લાહિલ્લઝી લા ઇલાહ-હ ઇલ્લા હુવલ હકીમુલ કરીમ સુબ્હાનલ્લાહિ તઆલા રબ્બિલ અર્શિલ અઝીમ અલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન કઅન્નહુમ યરવન મા યૂ-અદૂન લમ યલ્બસુ**

**ઇલ્લા સાઅતમ મિન નહાર બલાગુન ફહલ યુહ્લકુ ઇલ્લલ્ કૌમુલ ફાસિકુન કઅન્નહુમ યૌમ યરવ્નહા લમ યલ્બસુ ઇલ્લા અશિય્યતન અવ દુહાહા.**

## ﴾182﴿ બાળકને જન્મવામાં આસાની માટેનો બીજો અમલ

જ્યારે બાળકના જન્મવાના ચિન્હો દેખાવા લાગે અને દુખાવો થવા લાગે આ દુઆ લખીને બાંધી દેવુ :

**યા ખાલિકન્ નફસિ મિનન્ નફસિ વ યા મુખલ્લિસન્ નફસિ મિનન્ નફસિ વ યા મુખ્રિજન્ નફસિ મિનન્ નફસિ ખલ્લિસ્હા.**

## ﴾183﴿ ઉમ્મુસ્સિબ્યાન નો ઈલાજ

જ્યારે બાળક જન્મે તો તેના જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત કહેવું સુન્નત હોવાની સાથે સાથે ઉમ્મુસ્સિબયાન જેવી ખતરનાક બીમારીથી હિફાઝત પણ છે.

**ઉમ્મુસ્સિબ્યાન :** અમુક હવાઓના અસરથી બાળકોને આ બીમારી લાગુ પડે છે, જેનાથી અમુક વખતે બાળક બેહોશ પણ થઈ જાય છે. હાફિઝ ઈબ્ને હજર رَحْمَةُ اللّٰهِ تَعَالٰى عَلَيْه નું મંતવ્ય એ છે કે આ જિન્નાતના અસરથી થાય છે.

**ફાયદો :** બાળકના જન્મ પછી કાનમાં સૂરએ ઈખ્લાસ (**કુલ હુ વલ્લાહુ અહદ**) પઢવામાં આવે તો બાળક ઝીના અને બદકારીના ગુનાહથી બચી જાય છે.

## ﴾184﴿ અસર ના કારણે ઔલાદ થી મહેરૂમ હોય

જો પતિ પત્ની ઔલાદથી મહરૂમ હોય તો એક કાગળ પર કુરઆન શરીફની આ આયત લખીને તાવીઝ બનાવીને બન્ને (પતિ

પત્ની) ના ગળામાં લટકાવી દેવામાં આવે, اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ ફાયદો થશે. આયત આ છે :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

فَفَتَحْنَآ اَبْوَابَ السَّمَآءِ بِمَآءٍ مُّنْهَمِرٍ ﴿۱۱﴾ وَّفَجَّرْنَا الْاَرْضَ عُيُوْنًا فَالْتَقَى الْمَآءُ عَلٰٓى اَمْرٍ قَدْ قُدِرَ ﴿۱۲﴾ وَحَمَلْنٰهُ عَلٰى ذَاتِ اَلْوَاحٍ وَّدُسُرٍ ﴿۱۳﴾ تَجْرِيْ بِاَعْيُنِنَا ۚ جَزَآءً لِّمَنْ كَانَ كُفِرَ ﴿۱۴﴾

## ﴾185﴿ પેટની દરેક પ્રકારની બીમારીઓના ઈલાજ માટે માટે

સૂરએ લુક્માનને કેસરથી લખીને ઝમઝમના પાણીમાં મિક્સ કરીને સવારે નરણા કોઠે 21 દિવસ અથવા 40 દિવસ સુધી પિવડાવે નમક અને નમકીન વસ્તુઓથી બિલ્કુલ પરહેઝ કરે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ પેટની શિકાયત ખત્મ થઈ જશે.

## ﴾186﴿ મર્દાના તાકત કમજોર હોય તો

જે કોઈ મર્દ યા ઔરતને મર્દાનગીની તાકતમાં કમજોરી હોય તો તે જયારે પણ હમબિસ્તરીથી ફારિગ થઈને ગુસ્લ કરે અને અથવા જયારે પણ ગુસ્લ કરે ત્યાર પછી કોઈ મીઠી ચીજ પર સાત (7) વખત નીચેની આયત પઢીને દમ કરીને ખાય લે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ શિકાયત દૂર થઈ જશે.

زُيِّنَ لِلنَّاسِ حُبُّ الشَّهَوٰتِ مِنَ النِّسَآءِ وَالْبَنِيْنَ وَالْقَنَاطِيْرِ الْمُقَنْطَرَةِ مِنَ الذَّهَبِ وَالْفِضَّةِ وَالْخَيْلِ الْمُسَوَّمَةِ وَالْاَنْعَامِ وَالْحَرْثِ ؕ ذٰلِكَ مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَاللّٰهُ عِنْدَهٗ حُسْنُ الْمَاٰبِ ﴿۱۴﴾

**ઝુય્યિન લિન્નાસિ હુબ્બુશ્શહવાતિ મિનન્નિસાઇ વલ બનીન વલ્કનાતીરિલ મુકન્તરતિ મિનઝ્ઝહબિ વલ ફિદ્દતિ વલ ખય્લિલ મુસવ્વમતિ વલ અન્આમિ વલ હર્ષિ, ઝાલિક મતાઉલ હયાતિદ-દુન્યા વલ્લાહુ ઇન્દહૂ હુસ્નુલ મઆબ.**

(સૂરએ આલે ઈમરાન, પારહ 3, આયત નં : 14)

## 《187》 કોઈની નજર ઉતારવી

જો કોઈને કોઈની નઝર લાગી જાય તો નીચેની આયતે શરીફા સાત મરચાં સાથે સાત વખત એવી રીતે પઢે કે મરચાંને નઝર લાગેલ વ્યક્તિ પર સાત વખત ઘુમાવે અને સાત વખત આ આયતોંને પઢીને બીમાર પર દમ પણ કરે અને છેલ્લે એ મરચાંઓને આગમાં નાખી દે. اِنْ شَآءَاللہ عَزَّوَجَلَّ નઝર ઉતરી જશે. આયતોં આ છે :

وَاِنْ يَّكَادُ الَّذِيْنَ كَفَرُوْا لَيُزْلِقُوْنَكَ بِاَبْصَارِهِمْ لَمَّا سَمِعُوا الذِّكْرَ وَيَقُوْلُوْنَ اِنَّهٗ لَمَجْنُوْنٌ ﴿٥١﴾ وَمَا هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ ﴿٥٢﴾

**વ ઇંય્યકાદુલ્લઝીન કફરૂ લયુઝ્ લિકૂનક બિ અબ્સારિહિમ લમ્મા સમિઉઝ્ઝિક-ર વયકૂલૂન ઇન્નહૂ લમહ્ જુનૂન. વમા હુવ ઇલ્લા ઝિક-રુલ્લિલ આલમીન.** (સૂરએ અલ કલમ, આયત : 51-52)

## 《188》 બાળક રડયા કરતું હોય અને દૂધ ન પીતું હોય તો

وَخَشَعَتِ الْاَصْوَاتُ لِلرَّحْمٰنِ فَلَا تَسْمَعُ اِلَّا هَمْسًا۔ اَفَمِنْ هٰذَا الْحَدِيْثِ تَعْجَبُوْنَ۔ وَتَضْحَكُوْنَ وَلَا تَبْكُوْنَ۔۔۔ وَلَبِثُوْا فِيْ كَهْفِهِمْ ثَلٰثَ مِائَةٍ سِنِيْنَ وَازْدَادُوْا تِسْعًا۔

**વ ખશઅતિલ અસ્વાતુ લિર્રહમાનિ ફલા તસ્મઉ ઇલ્લા હમ્સન... અફમિન હાઝલ હદીષિ તઅ-જબૂન. વ તદ્ હકૂન વલા તબ્કૂન... વલબિષૂ ફી કહ્-ફિહિમ ષલાષ મિઅતિન સિનીન વઝ દાદૂ તિસ્આ.**

જો કોઈ બાળક ખૂબ જ રડતું હોય અને દૂધ પણ ન પીતું હોય તથા એ સિવાયની બીજી પણ કોઈ શિકાયત હોય તો આ દુઆને લખીને પ્લાસ્ટીકમાં સીવીને ગળામાં પહેરાવી દેવુ. اِنْ شَآءَاللهُ عَزَّوَجَلَّ તકલીફ દૂર થઈ જશે.

## ﴾189﴿ જે ઔરતને હમલ ન રહેતું હોય તો

જે ઔરતને હમલ ન રહેતુ હોય અથવા હમલ પડી જતું હોય તો આ દુઆને લખીને પ્લાસ્ટીકમાં સીવીને લાંબી દોરીથી એટલું નીચે બાંધવું કે પેટ સુધી આવી જાય. اِنْ شَآءَاللهُ عَزَّوَجَلَّ ઘણીજ જલ્દીથી કામિયાબી મળશે. સૂરએ કસસને લખીને બાંધવાથી પણ કામિયાબી મળશે.

اَللّٰهُ يَعْلَمُ مَا تَحْمِلُ كُلُّ اُنْثٰى وَمَا تَغِيْضُ الْاَرْحَامُ وَمَا تَزْدَادُ ؕ وَكُلُّ شَیْءٍ عِنْدَهٗ بِمِقْدَارٍ ۔ عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْكَبِيْرُ الْمُتَعَالِ ۔ يٰزَكَرِيَّا اِنَّا نُبَشِّرُكَ بِغُلٰمِ اسْمُهٗ يَحْيٰى لَمْ نَجْعَلْ لَّهٗ مِنْ قَبْلُ سَمِيًّا ۔ وَصَلَّى اللّٰهُ تَعَالٰى عَلٰى خَيْرِ خَلْقِكَ مُحَمَّدٍ وَّ اٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ ۔ اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ مِنْ غَضَبِهٖ وَعِقَابِهٖ وَشَرِّ عِبَادِهٖ وَمِنْ هَمَزَاتِ الشَّيَاطِيْنِ وَاَنْ يَّحْضُرُوْنَ اَللّٰهُ شَافِیْ، اَللّٰهُ كَافِیْ، بِرَحْمَتِكَ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ۔

**અલ્લાહુ યઅ્લમુ મા તહ્મિલુ કુલ્લુ ઉન્ષા વમા તગીદુલ અર્હામુ વમા તઝદાદુ. વકુલ્લુ શૈઇન ઇન્દહૂ બિમિક્દારિન.**

**આલિમુલ ગૈબિ વશ્શહાદતિલ કબીરુલ મુતઆલિ. યા ઝકરિય્યા ઇન્ના નુબશ્શિરુક બિ ગુલામિસ્મુહૂ યહ્યા લમ નજ્અલલ્લહૂ મિન કબ્લુ સમિય્યા. વ સલ્લલ્લાહુ તઆલા અલા ખૈરિ ખલ્કિક મુહમ્મદિવ વઆલિહી વ અસ્હાબિહી અજ્ મઈન. અઊઝુ બિકલિમતિલ્લા હિત્તામ્માતિ મિન ગદબિહી વ ઇકાબિહી વશર્રિ ઇબાદિહી વ મિન હમઝાતિશ્શયાતીનિ વ ઇય્યહ્ દુરૂન અલ્લાહુ શાફી, અલ્લાહુ કાફી, બિરહ્મતિક યા અર્ હમર્રાહિમીન.**

## ﴾190﴿ માલ, જમીન યા મકાન વેચાતું ન હોય તો...

જે કોઈ વ્યક્તિનો વેપારનો માલ હોય અને તે વેચાતો ન હોય અથવા જે મકાન યા ઝમીન વેચાતી ન હોય તો એક કાગળ પર પચાસ (50) વખત લફ્ઝ ((و) ડૉ) વાવ લખે અને **બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ** લખીને આ આયત પણ લખે :

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

وَاَذِّنۡ فِى النَّاسِ بِالۡحَجِّ يَاۡتُوۡكَ رِجَالًا وَّعَلٰى كُلِّ ضَامِرٍ يَّاۡتِيۡنَ مِنۡ كُلِّ فَجٍّ عَمِيۡقٍ ۙ

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**વ અઝ્ઝિન ફિન્નાસિ બિલ હજ્જિ યઅ તૂક રિજાલવ્વ અલા કુલ્લિ દામિરય્યતીન મિન કુલ્લિ ફજ્જિન અમીક.**

(સૂરતુલહજ, આયત : 27)

## ﴾191﴿ મુર્દાઓને સ્વપ્નમાં જોવા અને એમનાથી વાતોં કરવાનો અમલ

મુર્દાઓને સ્વપ્નમાં જોવા ચાહે તો એને જોઈએ કે જુમ્આની રાતે ચાર રકાત નમાઝ પઢે અને ચારે રકાતોમાં સૂરએ ફાતિહા પછી 113

વખત સૂરએ અલ્હાકુમુત્તકાષુર પઢીને સૂઈ જાય આ અમલથી સ્વપ્નમાં મુર્દાને જોશે પણ અને اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ તેનાથી વાત કરવાનો મૌકો પણ મળશે.

## ﴾192﴿ જાઈજ મહોબ્બત માટેનો અમલ

વરસાદના પાણી ઉપર 313 વખત **બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ** પઢીને દમ કરી આપે. જે જાઈઝ મહોબ્બતનો તલબગાર હોય તેને આ પાણી પિવડાવી આપે.

## ﴾193﴿ ભૂલી જવાની બીમારી હોય તો

જે કોઈ વ્યક્તિને કોઈ વાત ભૂલી જવાની બીમારી હોય તો એણે રાત્રે સાત નંગ બદામને પાણીમાં પલાળી દે. સવારે એ બદામની છાલ ઉખેડીને એક એક બદામ પર સૌ વખત આ આયતને પઢીને દમ કરે. પછી એ બદામને બારીક વાટીને સવારમાં નરણે કોઠે ખાઈ લે. આયત આ છે. આ અમલને 21 દિવસ સુધી લગાતાર કરે :

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ط

تَنْزِیْلُ الْکِتٰبِ مِنَ اللّٰہِ الْعَزِیْزِ الْحَکِیْمِ ﴿۲﴾ مَا خَلَقْنَا السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَیْنَهُمَآ اِلَّا بِالْحَقِّ وَاَجَلٍ مُّسَمًّی ط وَالَّذِیْنَ کَفَرُوْا عَمَّآ اُنْذِرُوْا مُعْرِضُوْنَ ﴿۳﴾

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**તન્ઝીલુલ કિતાબિ મિનલ્લાહિલ અઝીઝિલ હકીમિ. મા ખલક્નસ્સમાવાતિ વલ અર્દ વમા બયનહુમા ઇલ્લા બિલ હક્કિ વ અજલિમ્મુસમ્મા. વલ્લઝીન કફરૂ અમ્મા ઉન્ઝિરૂ મુઅ્રિદૂન.**

(સૂરએ અલ અહકાફ, આયત : 2)

## ﴾194﴿ કર્જ અદા કરવા માટેનો અમલ

કર્ઝદાર માણસે સૂરત (સૂરએ કુરૈશ) ને બુઝુર્ગાને દીનના અમલિયાત અને એમના ફરમાનમાંથી છે કે જ્યારે માણસ કર્ઝદાર થઈ જાય તો સૂરએ કુરૈશ દરેક ફર્ઝ નમાઝ પછી 7-7 વખત પઢીને કર્ઝની અદાએગી માટે દુઆ કરે તો અલ્લાહ તઆલા કર્ઝના અદા થવાનો બંદોબસ્ત કરી આપશે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ

## ﴾195﴿ જે ઔરતનો શૌહર તુંડ મિજાઝ (ઉગ્ર સ્વભાવ)નો હોય તો....

જે ઔરતનો શૌહર ઉગ્ર તીખા (ગરમ) સ્વભાવનો હોય તો એ ઔરતે ઈશાની નમાઝ પછી 200 વખત આ દુઆ પઢે. શરૂમા અને છેવટે સાત વખત દુરૂદ શરીફ પઢી લે. اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ ફાયદો થશે. દુઆ નીચે મુજબ છે :

يَا مُقَلِّبَ الْقُلُوْبِ وَالْاَبْصَارِ يَاخَالِقَ اللَّيْلِ

وَالنَّهَارِ، يَالَطِيْفُ يَاغَفَّارُ۔

**યા મુકલ્લિબલ કુલૂબિ વલ અબ્સારિ યા ખાલિકલ્લૈલિ વન્નહારિ યા લતીફુ યા ગફ્ફારુ.**

## ﴾196﴿ જે લોકો ગંદા માહોલના કારણે નેક કામ કરવા માટે પરેશાન હોય અને હિફાજતમાં આવવા ચાહતા હોય...

નીચેની દુઆને દરેક નમાઝ પછી ત્રણ ત્રણ વખત પઢે એનાથી અલ્લાહ તઆલાની હિફાઝત પ્રાપ્ત થશે અને આ દુઆની બરકતથી

તમામ બુરાઈઓ ઘણી મોટી માલૂમ પડે છે અને નેક કામ કરવાનો શૌખ પૈદા થાય છે. ખાસ કરીને નૌજવાનોને, જવાનીના નશામાં સાચી વાત એમના દિલ દિમાગમાં ન ઉતરતી હોય કે કાનોથી સાંભળવી બુરી ઝબાનથી બોલવી કડવી અને આંખોંથી નાપસન્દ માલૂમ પડે છે અને દિલથી નફરત કરતો હોય અને તે નૌજવાન પોતાની જિન્દગી બરબાદ કરી રહયા હોય તો એવા ગુનાહોના બીમારો માટે આ દુઆ યકીની તૌર પર બેહતરીન મદદનો ઝરીઓ છે. આ દુઆને જરૂરથી અમલમાં લાવે. હદીસ શરીફમાં પણ આ દુઆ આવેલી છે.

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِكَ مِنْ شَرِّ سَمْعِیْ وَمِنْ شَرِّ بَصَرِیْ

وَمِنْ شَرِّ لِسَانِیْ وَمِنْ شَرِّ قَلْبِیْ وَمِنْ شَرِّ مَنِیِّ۔

**અલ્લાહુમ્મા ઇન્ની અઊઝુબિક મિનશર્રિ સમ્ઈ વ મિંશર્રિ બસરી વ મિનશર્રિ લિસાની વ મિનશર્રિ કલ્બી વ મિનશર્રિ મન્ની.**

**તર્જમો :** અય અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું પોતાના કાનોની બુરાઈથી, પોતાની આંખોની બુરાઈથી, પોતાની ઝબાનની બુરાઈથી અને પોતાના દિલની બુરાઈથી અને પોતાના વિર્યની બુરાઈથી.

## ﴾197﴿ જેના વાળ ખરી જતા હોય તો....

જે કોઈના વાળ ખરી જતા હોય તો તેમણે સૂરએ ફાતિહા (અલ હમ્દુ) શરીફ સાત વખત અને એક વખત સૂરએ કુરૈશ પઢીને પાણી પર દમ કરી તે પાણી ત્યાં સુધી પીતા રહે જ્યાં સુધી ફાયદો ન જણાય.

## ﴾198﴿ જેમને બિલ્કુલ ઊંઘ ન આવતી હોય તો

જેઓને રાતે બિલ્કુલ ઊંઘ ન આવતી હોય તેમણે રાત્રે સૂતી વખતે સૂરએ કુરૈશ અગિયાર (11) વખત પઢવી اِنْ شَآءَاللّٰه عَزَّوَجَلَّ ઊંઘ આવી જશે.

## ﴾199﴿ દાઢ અને કાનના દુખાવાથી બચવા માટે

જે કોઈને દાઢનો દુખાવો યા કાનનો દુખાવો થતો હોય અને દુખાવાને લઈને તે ખૂબ બેચેન થઈ ગયો હોય તો નીચેની દુઆ વારંવાર પઢવામાં આવે. અલ્લાહ તઆલા ઝરૂર તેને શિફાયાબ કરી આપશે. દુઆ આ છે.

**અલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. અલા કુલ્લી હાલિમ મા કા-ન.**

## ﴾200﴿ જેમનો પેશાબ જ બંધ ન થતો હોય

જે કોઈનો પેશાબ બંધજ ન થતો હોય તો તેમણે આગળ પાછળ ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢીને **લા હવ્લ વલા કુવ્વ-ત ઇલ્લા બિલ્લાહ** એકવીસ (21) વખત પઢવામાં આવે તો اِنْ شَآءَاللّٰہ عَزَّوَجَلَّ આસ્માન અને ઝમીનનો માલિક જરૂર તેને શિફાયાબ ફરમાવશે.

**દુઆએ ખત્મુલ કિતાબ :**

અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ અફ્વ-વલ આફિયહ ફિદ દીની વદ્દુનિયા વલ આખિરહ.

**તર્જમો :** અય અલ્લાહ હું તારી પાસે દીન દુનિયા ત્થા આખિરતમાં ભલાઈ અને આસાની ચાહું છુ.

# મિશન કા મકસદ કૌમ કી ખિદમત

**અમ્નો મહબ્બત કી છાંવ મેં, ખિદમત સુબ્હો શામ કરેં,**
**આઓ ! હમ સબ મિલઝુલ કર , પૈગામે નબી કો આમ કરેં.**

**-: મિલને કા પતા :-**

**મક્તબએ શૈખુલ ઈસ્લામ, અલિફ કિરાના કે સામને,**

**રસૂલાબાદ, શાહે આલમ અહમદાબાદ-380028**

**ઔર મોહસિને આઝમ મિશન કી તમામ બ્રાન્ચેં**

**કોન્ટેકટ : 96 24 22 12 12**